# આપણા દેશનો ટૂંકો ઇતિહાસ

## રાજતંત્ર સહિત

લેખક

રા. બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ,

બી. એ. એસ. ટી. સી.

હેડમાસ્તર. ન. પ્રે. ઝવેરી જૈન હાઈસ્કૂલ, સુરત.

મંગળદાસ એન્ડ સન્સ, સુરત.

કિંમત ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

મેં બહાર પાડેલો શાળોપયોગી 'આપણા દેશનો ઇતિહાસ' આજે ગૂજરાતની હાઇસ્કૂલોમાં ઠીક ઠીક વંચાતો થઈ ગયો છે; વિદ્યાર્થીઓને એની લેખન પદ્ધતિ અને ભાષા ગમી ગયાં છે; એથી પ્રોત્સાહિત બની એજ ઇતિહાસનું સંક્ષિપ્ત સ્વરૂપ બહાર પાડવું ઉચિત ધાર્યું છે.

આ જાતના સંક્ષિપ્ત ઇતિહાસો આપણી ગૂજરાતી પ્રાથમિક શાળાઓમાં અને મિડલ સ્કૂલોમાં ચાલે છે. એ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખી મેં મારો અસલ ઇતિહાસ ટૂંકાવેલો છે. મૂળની ભાષાને હતી તેથી પણ સહેલી કરવાનો પ્રયત્ન કર્યો છે. ઇતિહાસના બનાવોને બની શકે તેટલી સરળતાથી ટૂંકાવ્યા છે; અને પુસ્તકનું મહત્ત્વ વધારવા શ્રમ લીધો છે. એક રીતે આ ઇતિહાસ સંક્ષિપ્ત હોઈ મેટ્રિકના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી થશે.

જરૂરી નકશાઓ અને ચિત્રો મૂકીને પુસ્તકની ઉપયોગિતા વધારવાનો બનતો પ્રયત્ન કર્યો છે; અને ઈશ્વરઇચ્છા હશે તો બીજી આવૃત્તિમાં નકશા અને ચિત્રોની બાબતમાં ઘણો જ વધારો કરવા ઉમેદ છે.

ઇતિહાસરસિકો આ પુસ્તકની ઉણપો-જે કાંઈ એમને માલમ પડે તે-તરફ મારું ધ્યાન દોરશે તો હું ઉપકૃત થઈશ.

શાહપોર, સુરત.
તા. ૧૫-૧૨-૩૦

બ્રિજરત્નલાલ જ. અક્કડ.

## લેખકનાં બીજાં પુસ્તકો.

| | |
|---|---|
| આપણા દેશનો ઈતિહાસ ખંડ પહેલો | ૦-૧૨-૦ |
| આપણા દેશનો ઈતિહાસ ખંડ બીજો તથા ત્રીજો (રાજતંત્ર સહિત) | ૧-૪-૦ |
| સ્વ. ચુનીલાલ ઘેલાભાઈ શાહ (સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના સ્થાપક)નું જીવન વૃત્તાંત | ૦-૬-૦ |

---

મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણાલયઃ—ધી 'શંકર' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ-સુરત.
પ્રકાશકઃ—મંગળદાસ એન્ડ સન્સ,
ભાગાતળાવરોડ-સુરત.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

### પ્રાચીન હિન્દુસ્તાન

## ભાગ ૨ જો.

## મુગલ વંશનો ઇતિહાસ.

## ભાગ ૩ જો.

## મરાઠાઓનો ઈતિહાસ.

## ભાગ ૪ થો.

## હિન્દમાં યૂરોપી પ્રજાઓ.



## ભાગ-૫ મો.

## ઈસ્ટ ઈન્ડિયા કંપની.

(૪) લૉર્ડ મિન્ટો

[ત્રાવણકોરનો બંદોબસ્ત; બુંદેલખંડ અને નાગપૂરની વ્યવસ્થા; શિખ સરદાર રણજીતસિંહ; કંપનીનો નવો પટો.]

(૫) માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સ

[નેપાળના ગુરખાઓ; પિંઢારાઓ; હેસ્ટિંગ્સના સુધારા]

(૬) લૉર્ડ એમહર્સ્ટ

[બ્રહ્મી વિગ્રહ અને યેન્દાબુની સુલેહ; ભરતપુરની જીત]

(૭) લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક

[કુર્ગ; મ્હૈસૂર; બેન્ટિન્કના સુધારા; બાંધકામ; રાજા રામમોહનરાય; બેન્ટિન્કની રાજનીતિ]

(૮) સર ચાર્લ્સ મેટ્કાફ

(૯) લૉર્ડ ઑકલૅન્ડ

[અફઘાનીસ્તાન; અફઘાન વિગ્રહ.]

(૧૦) લૉર્ડ એલન્બરો

[અફઘાનીસ્તાન; સિંધના અમીરો; ગ્વાલીઅર.]

(૧૧) સર હેન્રી હાર્ડીંજ

[પહેલો શિખ વિગ્રહ]

(૧૨) લૉર્ડ ડલહૌઝી

[બીજો શિખ વિગ્રહ; બીજો બ્રહ્મી વિગ્રહ; લૉર્ડ ડલહૌઝીની ખાલસા પદ્ધતિ; સતારા અને કરોલી; નાગપૂર; ઝાંસી; અયોધ્યા; કર્ણાટક અને તાંજોર; નાના સાહેબ; કેળવણી; રેલવે તથા તાર]

(૧૩) લૉર્ડ કૅનિંગ

[ઈરાન સાથે લડાઈ; સિપાઇઓનો બળવો; બળવાનો પ્રવાહ; દિલ્હી તથા કાનપુર આગળ બળવો; લખનૌ રેસીડન્સી; બળવાનો ઠેકઠેકાણે ફેલાવો; બળવાનો અંત; બળવા પછી]

## ભાગ–૬ ઠ્ઠો.
## હિન્દમાં બ્રિટિશ અમલ

## ભાગ-૭ મો.

### નવો યુગ



## ભાગ ૮ મો.

### બ્રિટિશ હિન્દનું રાજતંત્ર.

## પરિશિષ્ટ.



### નકશા, ચિત્રો વગેરે

# ભાગ–૧ લો

# પ્રાચીન હિન્દુસ્તાન

## પ્રકરણ–૧ લું

## હિન્દભૂમિની રચના

હિન્દ આપણી માતૃભૂમિ છે. હજારો વર્ષથી આપણા વડવાઓ અને આપણે હિન્દની રસાળ ભૂમિમાં વસતા આવ્યા છીએ; અને ભવિષ્યમાં પણ આપણી પ્રજા આ જ આપણી માતૃભૂમિમાં વસશે અને આ રસાળભૂમિના રસથી એમનાં શરીર પોષાશે. માતૃભૂમિમાં વસવું અને માતૃભૂમિ માટે જીવવું એ તો એક ઓર જ આનંદ છે. જે ભૂમિના રસથી આપણા હાડમાંસ બંધાયાં છે એ આપણી પ્રિય જન્મભૂમિનો ઇતિહાસ આપણે જાણવો જ જોઇએ.

આપણા દેશ ઉપર કુદરતની તો પૂરેપૂરી મહેર છે. ખાવાપીવા, કે ઓઢવાની કોઈ પણ વાતની ઉણપ આપણને નથી. આ બધું કોના પ્રતાપે ? કુદરતના જ પ્રતાપે. આપણો વેપારરોજગાર ચાલ્યા જ કરે અને વધ્યા જ કરે એવા બહોળા સાધનો કુદરતે આપણી હિન્દભૂમિને આપ્યાં છે. કોઈ પણ જરૂરી વસ્તુ આપણી ભૂમિમાં ન પાકતી હોય કે ન નીપજતી હોય એવું નથી. જે માગો તે મળી રહે એવી લીલા-લહેર આપણને છે.

આપણા ફળફુપ દેશનું રક્ષણ એવું સરસ થએલું છે કે ઉત્તરમાં જુઓ તો નગાધિરાજ હિમાલય એની ચોકી કરે છે, દક્ષિણ તરફ ડાબી જમણી બન્ને બાજુએ મહાસાગર ઘૂઘવી રહ્યો છે, પૂર્વ તરફ પણ ઉચા અને લાંબા પહાડોની હારો તથા ગીચ જંગલો આવી રહ્યાં

છે. એટલે આટલી બાજુએથી તો એવું સરસ રક્ષણ થયેલું છે કે કોઈ પણ દુશ્મનની સેના આવી શકે એમ જ નથી. ફક્ત એક વાયવ્ય કોણ તરફ પહાડો બહુ ઉંચા નહિ હોવાથી સહેજ બાકોરૂં રહી ગયું છે; અને ત્યાંથી જ બહારના લોકો આપણા દેશ ઉપર ધસી આવ્યા હતા.

હિમાલય આપણા દુશ્મનના ધાડાઓને ઉત્તર માર્ગેથી પેસવા દેતો નથી એટલુંજ નહિ પરંતુ એ ઉપરાંત બીજા અનેક લાભો આપણને આપી રહેલ છે. હિમાલય છે તો જ આપણો દેશ આટલો બધો ફળદ્રુપ બનેલો છે. તમે પૂછશો એ શાથી? જુઓ હિન્દમાં મીઠાં પાણીની નદીઓ વહેવડાવનાર અને એ પ્રદેશને ફળદ્રુપ બનાવનાર હિમાલય જ છે. ગંગાનદીની ખીણ આખી દુનિયામાં સૌથી ફળદ્રુપ ભૂમિ ગણાય છે, એ હિમાલયને જ આધારે. ચોમાસામાં મોસમી પવનોના વાવા સાથે ધસડાઇ આવતી પાણીથી ભરેલી વાદળીઓને હિન્દની બહાર નહિ જવા દેનાર અને એમનાં પાણી આપણા માટે હિન્દમાંજ ઠાલવી લેનાર પણ હિમાલય જ છે. આ હિમાલય જો ત્યાં ખડે પગે ન ઉભો હોય તો આપણી આ સુખી દશા ન જ હોય. આપણને સુખી કરનાર હિમાલય આપણને શંકર સમાન પૂજ્ય જ હોવો જોઇએ. અને આપણે કહીએ જ છીએ તો, કે શંકર હિમાલયના કૈલાસ નામના શિખરમાં રહે છે, અને ત્યાં શંકરની જટામાંથી ગંગાજી નીકળ્યા છે.

હિન્દભૂમિનો વિસ્તાર પંદર લાખ ચોરસ માઇલનો છે; અને એ તેત્રીસ કરોડ માણસની વસ્તીવાળો વિશાળ દેશ છે. અહીં કકડતી ટાઢથી માંડી સખત ગરમીવાળા તથા જુદી જુદી જાતના હવાવાળા જુદા જુદા ભાગો છે. ઇતિહાસની દૃષ્ટિએ હિન્દના બે ભાગ પાડી શકાય—એક નર્મદાની ઉત્તરે ઉત્તર હિન્દ અને બીજો એની દક્ષિણે દક્ષિણ હિન્દ.

ઉત્તર હિન્દમાં ગંગા નદીના કાંઠા ઉપર મોટાં મોટાં શહેરો વસેલાં છે. પ્રાચીન કાળમાં પણ આ પ્રદેશમાં ઘણાં આબાદ અને બળવાન

રાજ્યો હતાં. આજે પણ આ પ્રદેશ રસાળ અને બહુ ગીચ વસ્તીવાળો ગણાય છે. દક્ષિણ હિન્દનો આકાર ત્રિકોણ જેવો છે. આ પ્રદેશમાં પહાડો વધારે છે. આ મુલક પણ રસાળ છે. અહીં પણ ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે મોટી નદીઓ આવેલી છે. પણ હવા અને વસ્તીની બાબતમાં આ પ્રદેશ ઉત્તર હિન્દ કરતાં જુદી જાતનો છે. આ મુલકના લોકો ચામડીના રંગમાં, રીતભાતમાં અને બોલીમાં ઉત્તર હિન્દના લોકોથી જુદા પડે છે.

આપણા દેશમાં શું શું નીપજે છે એની જો યાદી કરવા બેસીએ તો તો બહુ લાંબુ થઈ જાય. પણ જુઓ, આપણે ત્યાં દરેક પ્રકારનાં ધાન્યો તથા તેલી વસ્તુઓ અને કપાસ પુષ્કળ પાકે છે. એ ઉપરાંત બ્રહ્મદેશમાં ગ્યાસતેલ જોઈએ તેટલું મળી આવે છે. બંગાળા અને મધ્યપ્રાંતમાં કોલસાની ખાણો છે. વળી લોખંડ, ત્રાંબુ, સીસું, સોનું, રૂપું, વગેરે પણ પુષ્કળ નીકળે છે. અગાઉ હિન્દમાં જવાહિરની તથા હિરાની પેદાશ પણ હતી, જોકે હવે તે ઓછી થઈ ગઈ છે.

# પ્રકરણ-૨ જું

# પ્રાચીન આર્યાવર્ત

## આર્યોનું હિન્દમાં આવવું

ઈતિહાસ જાણનારા વિદ્વાનોનું એવું માનવુ છે કે ઈ. સ. પૂ. ઓછામાં ઓછા ૨૦૦૦ વર્ષ પર એશિયાના મધ્ય ભાગમાં વસનારી કે પછી ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસનારી એક સુધરેલી જાતી ધીમે ધીમે હિન્દુસ્તાનમાં દાખલ થઈ. પ્રથમ તો થોડો સમય એ જાતી પંજાબમાં આવેલી નદીઓના પ્રદેશમાં આવીને વસી. પણ ત્યાંથી ધીમે ધીમે એ જાતી આગળ અને આગળ બીજા ભાગોમાં પણ ફેલાતી ગઈ. આ નવી આવેલી સુધરેલી જાતીને જ આપણે આર્યપ્રજાના નામે ઓળખીએ છીએ. આ આર્યપ્રજા પાછળથી હિન્દુ કહેવાઈ એનું કારણ એવું છે કે અગાઉ ઈરાનીઓ સિન્ધુ નદીને હેન્દુ કહેતા અને આર્યપ્રજા પ્રથમ સિન્ધુના પ્રદેશમાં રહેલી એટલે એ પ્રજાને પણ ઈરાનીઓ હેન્દુની પ્રજા તરીકે ઓળખતા અને આથી જ આગળ જતાં એ આર્યપ્રજા હિન્દુના નામથી ઓળખાઈ; અને એમનાથી વસેલો દેશ હિન્દુસ્તાન કહેવાયો. આ આર્યપ્રજા બહારથી હિન્દમાં આવી તે અગાઉ આ દેશમાં જુદી જુદી અનાર્ય પ્રજાઓ જેવી કે કોલ, દ્રાવિડ, અને મોંગોલિયન રહેતી હતી. શરૂઆતમાં આ નવી આવેલી આર્યપ્રજા અને જુની અનાર્યપ્રજા વચ્ચે બહુ બહુ ઝગડાઓ થયા કરતા હતા. આખરે આર્યપ્રજાએ અનાર્યોને હરાવ્યા, તેમને અહીંતહીં નાસતા કરી મૂકયા અને પોતાનો વસવાટ સ્થિર કર્યો. આ આર્ય લોકો ઈ. સ. પૂ. ૧૦ મા સૈકાને આશરે લગભગ આખા હિન્દુસ્તાનમાં ફરી વળ્યા હતા. છતાં એમણે લાંબા કાળ સુધી હિમાલય અને વિન્ધ્ય પર્વતની વચ્ચેના પ્રદેશમાં પોતાનું રહેઠાણ રાખ્યું હતું; અને એટલાજ કારણે એ આખો પ્રદેશ એમના નામ ઉપરથી આર્યાવર્ત કહેવાયો.

### આર્ય લોકોનો ધર્મ અને ચાર વેદો

વેદ એ હિન્દુઓનું પવિત્ર ધર્મપુસ્તક છે. દુનિયામાં એ જુનામાં જુનો ગ્રન્થ ગણાય છે. આપણા આર્ય ઋષિમુનિઓને ઈશ્વરનું જે જ્ઞાન થયું તે બધું આ વેદમાં વર્ણવેલું છે. અત્યારના આપણા દેશના બધા ધર્મોનું મૂળ આ વેદો જ છે. વેદ ચાર છે. (૧) ઋગ્વેદ–એમાં દેવોની પ્રાર્થનાના મંત્રો છે; (૨) યજુર્વેદ–એમાં યજ્ઞને લગતા દેવોની પ્રાર્થનાના મંત્રો છે; (૩) સામવેદ–એમાં દેવોની પ્રાર્થનાના મંત્રો ગાનમાં ઉતાર્યા છે; (૪) અથર્વવેદ–એમાં શત્રુઓને મારવાના મંત્રો અને મિત્રોનું કલ્યાણ કરનારા મંત્રો છે.

### આર્યોની સમાજરચના

દુનિયાનાં ક્યાંઈ ન જોવામાં આવે એવું ડહાપણ આપણી આર્ય પ્રજાએ સમાજરચનાના શાસ્ત્રો રચવામાં બતાવી આપ્યું છે. મનુષ્ય મનુષ્ય વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ કે જેથી સર્વ મનુષ્યમાત્રનું કલ્યાણ થાય એ આવા ગ્રંથોમાં બતાવવામાં આવ્યું છે. આપણા પૂર્વજ આર્યોએ પાડેલા સમાજ ઉન્નતિનાં સાધનો અને નિયમો જોઈને આજની સુધરેલી પ્રજાઓ પણ છક થઈ જાય છે.

### ચાર વર્ણો

દરેક જનસમાજ જેમ જેમ જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવતો જાય અને સુધારામાં આગળ પગલાં ભરતો જાય તેમ તેમ એના ધંધાઓની તરેહમાં વધારો થતો જાય. એ બધા ધંધાના ચાર વર્ગ પાડી હિન્દુ ધર્મના શાસ્ત્રકારોએ સમાજના ચાર વર્ણ બાંધ્યા છે:–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર. વિદ્યા ભણવી અને ભણાવવી, ધર્મ પાળવો ને પળાવવો એ બ્રાહ્મણનો ધંધો છે. યુદ્ધ કરવું અને પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. ખેતી વગેરે ધંધાઓ કરીને તથા પરદેશ સાથે વેપાર ચલાવીને ધન પેદા કરવું એ વૈશ્યનો ધર્મ છે. મજુરી કરી સમાજની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ છે.

હાલ આ ચાર વર્ણની ચોર્યાશી—બલ્કે અસંખ્ય—નાતો પડી ગઇ છે. પણ મૂળ હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તો જનસમાજના માત્ર ચાર વર્ણો જ છે. તે પણ એમના ગુણ અને કર્મ પ્રમાણે પડેલા છે.

**ચાર આશ્રમ**

જન સમાજના હિત માટે, અને સઘળાં કામો બરાબર થાય તે સારૂ શાસ્ત્રકારોએ જેમ ચાર વર્ણની વ્યવસ્થા કરી, તેજ પ્રમાણે મનુષ્ય પોતાના જીવનમાં પોતાનું હિત પૂરેપૂરૂં સાધી શકે તે માટે તેઓએ ચાર આશ્રમો બાંધ્યા (૧) બ્રહ્મચર્યાશ્રમ (૨) ગૃહસ્થાશ્રમ (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. "આશ્રમ" એટલે રહેવાનું ઠેકાણું. ઋષિઓ જેમ વનમાં આશ્રમ બાંધીને રહેતા અને પવિત્ર જીવન ગાળતા તેમ સાધારણ મનુષ્ય પણ સંસારમાં રહીને પવિત્ર જીવન ગાળવું હોય તો ગાળી શકે એમ બતાવવા માટે જીવનના આ ચારે ભાગને 'આશ્રમ' કહેવામાં આવે છે.

વર્ણવ્યવસ્થા આખી સમાજના કલ્યાણ માટે રચવામાં આવી છે; અને આશ્રમવ્યવસ્થા દરેક માણસનું કલ્યાણ થાય એ હેતુથી રચવામાં આવેલ છે.

**રામાયણ**

રામાયણ એ હિન્દુઓનું ધર્મપુસ્તક ગણાય છે. આ રામાયણમાં આર્યલોકોનો ધર્મ, સદાચાર વગેરે બહુ સુંદરતાથી આપેલ છે. રામાયણ એટલે રામચંદ્ર અને એમના વખતનો હિન્દનો ઇતિહાસ. એ રામાયણની કથા આ પ્રમાણે છે:—

અયોધ્યા નગરીમાં દશરથ નામે એક મહા પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. એમને ત્રણ રાણીઓ હતી. એ ત્રણ રાણીઓથી દશરથને ચાર પુત્રો થયા હતા. સૌથી મોટા રામચંદ્ર હતા. રામચંદ્ર ઉપર દશરથ રાજાને સૌથી વધારે પ્રેમ હતો. જ્યારે દશરથ રાજા વૃદ્ધ થયા ત્યારે તેમણે ગુરૂના કહેવાથી રામચંદ્રને ગાદી આપવાનો વિચાર કર્યો;

પરંતુ એ વિચાર બર આવે તે પહેલાં એક વિઘ્ન આવ્યું. દશરથ રાજાની માનીતી રાણી કૈકેયીએ હઠ કરી કે મારા પુત્ર ભરતને જ ગાદી આપો અને રામને ૧૪ વર્ષ વનમાં મોકલો. રાજા મુંઝાયા પણ એમણે કૈકેયીને અગાઉ બે વચનો આપ્યાં હતાં એટલે અત્યારે કૈકેયીની મરજી પ્રમાણે વર્ત્યા વિના બીજો રસ્તો ન હતો. આજ્ઞાંકિત રામે પણ પિતાને વચન પાળવા આગ્રહ કર્યો અને પોતે સુખેથી વનમાં જશે એવી ખાત્રી આપી. પછી તો રામ પિતાના વચનની ખાતર વનમાં ગયા. લક્ષ્મણ અને રામની સ્ત્રી સીતા પણ વનમાં જવા તૈયાર થયાં. રામે એ બન્નેને ન આવવા બહુએ સમજાવ્યા પણ ફોગટ. સીતા જેવી સતી સ્ત્રીએ અને લક્ષ્મણ જેવા બાંધવે રામ વિના એકલા અયોધ્યામાં રહેવા ચોખ્ખી ના પાડી. આખરે એ ત્રણે વનમાં ગયા. આ બાજુ રામના ગયા પછી દશરથ રામના વિરહથી મૃત્યુ પામ્યા અને ભરતે પણ રાજ્ય સ્વીકારવાની ના પાડી. પછી તો રાણી કૈકેયી બહુએ પસ્તાઈ. રામચંદ્ર વનમાં હતા ત્યારે રાવણે છળકપટથી સીતાનું હરણ કર્યું. આથી રામચંદ્ર અને રાવણ વચ્ચે જબરું વેર બંધાયું. રામે દક્ષિણ હિન્દની વાનર જેવી બધી જાતિઓની મદદ મેળવી લંકા ઉપર ચઢાઈ કરી, અને લંકામાં જબરું યુદ્ધ મચ્યું. એ લડાઈમાં રાવણ, એનો ભાઈ કુંભકર્ણ, એનો પુત્ર ઈંદ્રજીત વગેરે મરાયા. દુષ્ટ રાવણને મારી લંકાનું રાજ્ય રામે વિભીષણને સોંપ્યું અને સીતાને પાછી મેળવી પોતે ૧૪ વર્ષને અંતે અયોધ્યામાં પાછા ફર્યા. અયોધ્યાની પ્રજાએ અને ભરતે રામ, લક્ષ્મણ, અને સીતાને ઉમળકાથી આવકાર આપ્યો; અને ભરતે રામને એમનું રાજ્ય સોંપી દીધું. પછી રામે ધર્મ પ્રમાણે પ્રજાનું પાલન કરવાનું શરૂ કર્યું. એવામાં એવી લોકવાયકા સાંભળી કે પારકા ઘરમાં રહી આવેલી સીતાનો રામે સ્વીકાર કર્યો એ સારું ન કર્યું. આથી પ્રજાને ખુશ રાખવા રામે સીતા જેવી પવિત્ર સતીનો પણ ત્યાગ કર્યો. પાછળથી અશ્વમેધ યજ્ઞ કરી રામ ચક્રવર્તી રાજા બન્યા અને રાજ્યમાં સર્વત્ર શાન્તિ ફેલાવી. ત્યારપછી પુત્રને રાજ્ય સોંપી રામે દેહ છોડયો.

રામાયણની કથા આદિ કવિ વાલ્મીકિએ લખેલી છે.

રામાયણમાં ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સૌ કુટુંબીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ, એ જુદા જુદા દાખલા લઇને બતાવ્યું છે. પિતાના વચન ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો. પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇએ તેથી સીતાજી રામ સાથે વનવાસ ગયા. ભાઈ લક્ષ્મણે વનમાં તેમ જ રાવણ સામે યુદ્ધમાં રામની સેવા કરી. બીજા ભાઈ ભરતે મોટાભાઇનો હક્ક વિચારી સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી નાનાભાઈ તરીકે પોતાની ફરજ હતી તે જ બજાવી. રામ અધર્મને ઉત્તેજન આપે છે, એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ. એ શંકાને પણ અવકાશ રહેવો ન જોઇએ, એટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો; અને સીતાનો ત્યાગ કર્યો. છતાં પતિ તરીકે એમનો એના ઉપર ઘણો પ્રેમ હતો એ અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતાં સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું એ ઉપરથી જણાઈ આવ્યું. રામનાં પિતૃભક્તિ અને રાજધર્મ, એમનાં કર્તવ્યનિષ્ઠા અને એકપત્નીવ્રત, હિંદુધર્મના ઇતિહાસમાંથી કદી ભુલાવાનાં નથી.

## મહાભારત

રામાયણની માફક મહાભારત પણ એક મોટું ધર્મપુસ્તક મનાય છે. રામાયણની માફક મહાભારતને પણ આજે લોકો બહુ હોંશપૂર્વક વાંચે છે અને એમાંથી હમેશાં બોધ લે છે. મહાભારતનો ગ્રન્થ દુનિયાના મોટા ગ્રન્થમાંનો એક છે. મહાભારતમાં આવેલી કથા આ પ્રમાણે છેઃ—

હસ્તિનાપુરના રાજા શાન્તનુને ઘરડે ઘડપણ એક માછીની છોકરીને પરણવાનો મોહ થયો. પણ એ માછીની છોકરીએ પોતાના પુત્રને રાજગાદી મળે એમ હોય તો જ પરણવાની મરજી બતાવી. શાન્તનુ રાજા વિચારમાં પડી મુંઝાવા લાગ્યો. આ વાતની ખબર એના પુત્ર ભીષ્મને પડી. પિતાની ઈચ્છા બર લાવવા ભીષ્મે રાજપદનો ત્યાગ

કરવાનું વચન આપ્યું: છતાં જ્યારે એ માછીની પુત્રી મત્સ્યગંધાને ભીષ્મનો વિશ્વાસ ન આવ્યો ત્યારે ભીષ્મે બ્રહ્મચારી રહેવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી; અને એમ કરી પોતાના સર્વ સુખના ભોગે પણ એણે પિતાને સંતોષ આપ્યો. ભીષ્મનો ત્યાગ કાંઈ જેવો તેવો ન હતો. એણે રાજ્ય ઉપરનો હક્ક છોડયો! સંસારનું સુખ છોડયું! આવડો મોટો ત્યાગ કરવાનું વચન આપવું અને એ વચન પાળી બતાવવું એ વાત જેવી તેવી ન સમજતા. આજેપણ ભીષ્મની પ્રતિજ્ઞાને લોકો માનથી અને આશ્ચર્યથી સંભારે છે. શાન્તનુ પછીના હસ્તિનાપુરમાં ગાદી ચલાવનારા રાજાઓ સારા ન નીવડ્યા. વિચિત્રવીર્ય નાની ઉમ્મરમાં જ મરણ પામ્યો. ધૃતરાષ્ટ્ર જન્મથી જ અંધ હતો; અને પાંડુ પાંડુરોગથી ગુજરી ગયો. પાછળથી રાજ્ય માટે ધૃતરાષ્ટ્રના અને પાંડુના પુત્રો વચ્ચે ઝગડો શરૂ થયો. કપટી દુર્યોધને એક વખતે જુગટામાં પાંડવોને હરાવ્યા અને પાંચે પાંડવોને અને એમની સ્ત્રી દ્રૌપદીને વનમાં મોકલ્યા. વનમાં ૧૩ વર્ષ મહા સંકટો વચ્ચે ગાળી પાંડવોએ વનવાસ પૂરો કર્યો. પાછા આવ્યા પછી પાંડવોએ દુર્યોધન પાસે રાજ્યનો હિસ્સો માંગ્યો; પણ દુર્યોધને કોઈ રીતે ન જ માન્યું. આખરે પાંડવોએ યાદવોના રાજા શ્રી કૃષ્ણની સલાહથી યુદ્ધ જાહેર કર્યું અને બન્ને વચ્ચે મહાન યુદ્ધ થયું. આ મહાન યુદ્ધમાં હિન્દના લગભગ બધા જ રાજાઓ સામેલ થયા હતા. બન્ને બાજુએ કુલ મળી અઢાર અક્ષૌહિણી સેના ભેગી થઈ હતી. અઢાર દિવસ સુધી ઘોર યુદ્ધ મચ્યું. આખરે પાંડવો જીત્યા અને તેમના વડા ભાઈ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો.

મહાભારતના યુદ્ધમાં યાદવોના પતિ શ્રીકૃષ્ણે જબરો ભાગ ભજવ્યો હતો. પહેલેથી છેલ્લે સુધી શ્રીકૃષ્ણે પાંડવોનો પક્ષ લીધો હતો અને જ્યાં જ્યાં પાંડવો ભીડમાં આવતા ત્યાં ત્યાં શ્રીકૃષ્ણ એમની મદદે ધાતા. યુદ્ધમાં શ્રીકૃષ્ણે જાતે અર્જુન મહારથીનો રથ હાંકયો હતો. પાંડવોનો વિજય શ્રીકૃષ્ણની મદદથી જ થયો હતો એમ કહીએ તો એમાં ખોટું નથી.

મહાભારત જુદી જ ઢબનો ગ્રંથ છે. એમાં રામાયણ કરતાં કુટુંબ-જાળ વિશેષ છે. અને કુટુંબીઓ સ્વાર્થને માટે કેવો અન્યાય કરે છે, કલહમાં ઉતરે છે, ઇત્યાદિ ઘરસંસારની કાળી બાજુ પૂરેપૂરી બતાવી છે. તે સાથે એની ઉજળી બાજુ પણ બતાવવી બાકી રાખી નથી. જુદા જુદા સ્વભાવના ભાઇઓ પણ સંપથી કેવા એકત્ર રહી શકે અને પાસેનાં બીજાં સગાં સંબંધીઓ સાથે કેવો સ્નેહભર્યો સંબંધ રાખી શકે, તે પાંડવોના માંહોમાંહેના અને કૃષ્ણ સાથેના સંબંધમાં બતાવ્યું છે. અને આખી કથામાંથી એ સાર કાઢી આપ્યો છે કે "**यतो धर्म स्ततो जयः ॥**" "જ્યાં ધર્મ ત્યાં જ જય."

## શ્રીમદ્ ભગવદ્ગીતા

શ્રીમદ્ ભગવદ્ગીતા એ મહાભારતના મહા ભંડારમાં રહેલું એક અમુલ્ય રત્ન છે. જગતના ધાર્મિક સાહિત્યમાં એની બરાબરી કરી શકે એવો એક પણ ગ્રંથ નથી એમ હિંદુઓ અભિમાન રાખે તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

એનો પ્રસંગ આવો છે: પાંડવો તરફથી શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે વિષ્ટિ કરવા ગયા, અને કહ્યું કે પાંડવોને થોડાં ગામ આપો તો બસ છે; છતાં દુર્યોધને માન્યું નહિ, અને એક તસુ જમીન પણ આપવાની ના કહી. આખરે યુદ્ધ માંડ્યા વિના ચાલ્યું નહિ. યુદ્ધમાં પાંડવકૌરવનાં સૈન્ય સામસામા ગોઠવાયાં છે. તે વખતે અર્જુનના સ્નેહાળ અને ઉચ્ચ હૃદયને પોતાનાં સગાંવ્હાલાં અને વડીલો સામે શસ્ત્ર ઉપાડતાં આંચકો આવે છે, એનો હાથ ધ્રુજે છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, આખું શરીર પરસેવાથી છવાઈ જાય છે, અને શું કરવું તે સુઝતું નથી. અર્જુન મુંઝાઇને એના સારથી બનેલા શ્રીકૃષ્ણ ભગવાનને શિષ્ય બનીને પૂછે છે કે મારે શું કરવું? તે વખતે કૃષ્ણ એને ઉપદેશ આપે છે. અર્જુન અને કૃષ્ણનો આ સંવાદ શ્રીમદ્ ભગવદ્ગીતાને નામે ઓળખાય છે.

આ ગ્રંથમાં નીચેનો ઉપદેશ સમાયલો છેઃ—

૧. મનુષ્યની સ્થિતિ પ્રમાણે પ્રભુએ જે જે કર્તવ્યો ઠરાવ્યાં હોય તે હમેશાં કર્યાં કરવાં.

૨. એ કરવામાં ફળની ઇચ્છા રાખવી નહિ.

૩. જે કર્મ કરવાં તે પ્રભુની ખાતર કરવાં.

૪. હમેશાં પ્રભુને જ શરણે રહેવું.

## પ્રકરણ–૩જું

## બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ

### ભગવાન ગૌતમ બુદ્ધ

મહાભારતના યુદ્ધ પછી કેટલોક સમય વહી ગયો. હિંદુસ્તાનમાં બધે નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં. કેટલાક રાજાઓ તો પાંચ દશ ગામના માલિક જેવા રહ્યા. કેટલાંક રાજ્યોમાં રાજાઓ ન હતા પણ આબરૂદાર કુળના આગેવાનો રાજસભામાં બેસી રાજ્યકારભાર ચલાવતા. આ સમયે શ્રી ગૌતમ બુદ્ધનો અવતાર થયો.

ગંગાના ઉત્તર પ્રદેશમાં હિમાલયની દક્ષિણ તળેટીએ કપિલવસ્તુ નામે ગામ આવેલું હતું. ત્યાંનો રાજા ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોદન કરીને હતો. કપિલવસ્તુની પાસેના એક ગામના રાજાની બે દિકરીઓને એ પરણ્યો હતો; જેમાંની એકનું નામ મહામાયા અને બીજીનું નામ મહાપ્રજાપતી હતું. બન્નેને લાંબા વખત સુધી કાંઈ સંતાન ન થયું.

૪૫ વર્ષની ઉમ્મરે મોટી બ્હેન મહામાયાને ગર્ભ રહ્યો, અને પ્રસૂતિનો સમય પાસે આવતાં તે પીયેર જવા નીકળ્યાં, ત્યાં રસ્તામાં એક નદી કાંઠે લુમ્બિની નામે વનમાં એમને પુત્રપ્રસવ થયો. એ પુત્રના જન્મથી માતપિતાની ઇચ્છા પૂર્ણ થઇ તે માટે એનું નામ 'સિદ્ધાર્થ' પાડયું. એમના ગોત્ર (કુળ)નું નામ ગૌતમ હતું. તેથી એ ગૌતમ નામે પણ ઓળખાય છે. વળી એ શાક્ય નામની ક્ષત્રિય જાતિમાં શિરોમણિ નીકળ્યા તેથી 'શાક્યસિંહ' પણ કહેવાય છે. જતે દહાડે એ 'બોધ' પામ્યા અર્થાત્ જાગ્યા–જ્ઞાની થયા તેથી 'બુદ્ધ' એવું વિશેષણ ઉમેરાયું. મોટા થતાં ગૌમતબુદ્ધનું યશોધરા નામે એક ક્ષત્રિય રાજકન્યા સાથે લગ્ન થયું. એનાથી એમને રાહુલ નામે એક પુત્ર થયો. ત્યારથી ૨૯ વર્ષની ઉમ્મર થતાં સુધીની એમની હકીકત જાણવામાં નથી. યુવાવસ્થામાં એમણે અનેક વૈભવ ભોગવ્યા હશે. પણ ઇંદ્રિયોના સુખમાં લપટાઇ રહે એવો એમનો આત્મા ન હતો. કહેવાય છે કે એક વખતે એ બહાર ફરવા નીકળ્યા ત્યારે એમણે ઘડપણનાં દુઃખોથી પીડાતો એક વૃદ્ધ માણસ જોયો. બીજે પ્રસંગે એક મહારોગીને રસ્તામાં પડેલો દીઠો. વળી ત્રીજી વખત એક મુડદું જતું જોયું. રાજકુમારને આવા દુઃખી પ્રસંગો જોઇને તીવ્ર વૈરાગ્ય થઇ આવ્યો. પણ શું કરવું તે સૂઝયું નહિ. આખરે નિશ્ચય કર્યો કે મારે સંસાર ત્યજી ચાલ્યા જવું, અને આ દુઃખોનું નિવારણ શોધી કાઢવું. તે દિવસે એમને ઉંઘ આવી નહિ. રાણી યશોધરા અને કુમાર રાહુલ સુતા હતા ત્યાં પાસે ગયા. બાળકને ભેટવાનું મન થયું પણ એમ કરવા જતાં રાણી જાગી ઉઠે અને પોતાને સંસાર છોડવા ન દે તો શું કરવું એવી મુશ્કેલી એમના મનમાં આવી. આખરે અસંખ્ય જીવના કલ્યાણાર્થે રાણી અને કુંવરને સુતા મૂકી મહેલ છોડી ગૌતમ ચાલ્યા ગયા. જગતના ઇતિહાસનો આ મહાન બનાવ, "મહાભિનિષ્ક્રમણ" નામે જાણીતો છે.

છ વર્ષ સુધી ગૌતમે સખ્ત તપશ્ચર્યા કરી. તેઓ જ્ઞાન પામ્યા, જાગ્યા, બુદ્ધ થયા. આ વખતે એમની ઉમ્મર પાંત્રીસની હતી.

બહુ લોકો એમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. એમના શિષ્યની સંખ્યા વધતી ગઇ. ૪૫ વર્ષ સુધી બુદ્ધ ભગવાને પોતાનો ધર્મ ફેલાવ્યો. અનેક બ્રાહ્મણોને ખરૂં બ્રાહ્મણત્વ શેમાં છે એ બતાવ્યું તથા આ બ્રાહ્મણોને તેમજ હજામ, ઝાડુ વાળનાર, અને ગણિકા વિગેરે દરેક જાતના મનુષ્યોને પોતાના ધર્મમાં સ્વીકાર્યા. આવા પરોપકારી જીવનના ૪૫ વર્ષ ગાળીને ૮૦ વર્ષની ઉમ્મરે બુદ્ધ ભગવાને દેહ છોડયો. તેઓ નિર્વાણ પામ્યા.

## ગૌતમબુદ્ધનો મુખ્ય ઉપદેશ:—

૧. વસ્તુમાત્ર ક્ષણિક છે, અને દુ:ખરૂપ છે; માટે મોહ તજવો.

૨. હુંપણામાંથી જ જગતનાં દુ:ખો ઉત્પન્ન થાય છે; માટે હુંપણું તજવું.

૩. તૃષ્ણાનો નાશ કરવો; અને એ થાય તો નિર્વાણ એટલે મોક્ષ મળે.

## મહાવીર સ્વામી

હિન્દુ ધર્મમાં નવો સુધારો કરનાર એક મહાપુરૂષ ગૌતમ બુદ્ધનો ઇતિહાસ આપણે જોયો. પણ એવો સુધારો કરનાર તેઓ એકલા જ ન હતા. એમના જેટલી જ પ્રસિદ્ધિ પામેલા હિન્દના મહાવીર પણ હતા.

જૈન ધર્મના ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામી ઈ. સ. પૂ. ૫૩૯માં કુંડગ્રામમાં જન્મ્યા હતા. એમના પિતા ક્ષત્રિયકુળના શિરોમણી સિદ્ધાર્થ નામે હતા. અને માતાનું નામ ત્રિશિલાદેવી હતું. એ જન્મ્યા ત્યારથી પિતાની સર્વ સમૃદ્ધિ વધી તેથી પિતાએ એમનું નામ "વર્ધમાન" પાડયું. પણ જે મનોબળથી એમણે પોતાના આન્તર શત્રુઓ જીત્યા તેના સ્મરણમાં જગત એમને 'મહાવીર' એવા ભવ્ય નામથી ઓળખે છે.

મહાવીરે માતાપિતાને સંતોષવા ખાતર રીતસર ગૃહસ્થાશ્રમ માંડયો હતો. તેઓ યશોદા નામે એક કુળવાન સ્ત્રીને પરણ્યા હતા. એમને પ્રિયદર્શના નામે એક કન્યા હતી.

માતાપિતા મરી ગયા પછી તુરત ૩૦ વર્ષની ઉમ્મરે એ યતિ થયા અને તપશ્ચર્યા માટે બહાર નીકળી પડ્યા. એમનો વૈરાગ્ય તીવ્ર હતો. પોતાનાં પહેરેલાં વસ્ત્રો તથા ભિક્ષાપાત્ર સુદ્ધાં ગરીબોને આપી દઈ તેઓ 'દિગંબર' (વસ્ત્રરહિત) અને 'પાણિપાત્ર' (હાથના ખોબામાં જ ભિક્ષા લેવી તે) થઈ પૃથ્વી ઉપર વિચરતા હતા. બાર વર્ષ સુધી તેઓએ ઘર વિનાના થઈ અદ્ભુત તપશ્ચર્યા કરી. તેરમે વર્ષે એટલે પોતાની ૪૩ વર્ષની ઉમ્મરે એમને 'કેવલ' જ્ઞાન થયું. આ પછી એમણે ૩૦ વર્ષ સુધી ધર્મનો ઉપદેશ કર્યો. ત્રીસ વર્ષ ઉપદેશ કરીને મહાવીર સ્વામીએ ઘણા શિષ્યો કર્યા તથા જૈન ધર્મ સારી રીતે ફેલાવ્યો. જતે દહાડે ૭૨ વર્ષની ઉમ્મરે ઇ. સ. પૂ. ૪૬૭માં મહાવીર સ્વામી અપાપા નગરીમાં નિર્વાણ પામ્યા.

જૈન ધર્મનું મહામંડળ તે 'સંઘ' કહેવાય છે. સંઘના ચાર વિભાગ છેઃ–(૧) સાધુ; (૨) સાધ્વી; (૩) શ્રાવક; (૪) શ્રાવિકા. તેમાંના પહેલા બે સંસાર ત્યજી તપના તીવ્ર નિયમો પાળે છે; અને છેલ્લા બે સંસારમાં રહી મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

### જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપઃ—

૧. અહિંસા—એ આ ધર્મનું પરમ તત્ત્વ છે. અહિંસા એટલે જીવમાત્રની કોઈ પણ પ્રકારે હિંસા કરવી નહિ કે એમને કોઇ રીતે દુઃખ દેવું નહિ.

૨. તપ—ઇંદ્રિયો ઉપર કાબુ રાખી મન જીતવા માટે તપ જરૂરનું છે. તપ એટલે ઉપવાસ વગેરેથી ઇંદ્રિયોને કાબુમાં રાખવી તે.

૩. વૈરાગ્ય—સંસારની વસ્તુઓ ઉપર માયા નહિ રાખવી.

૪. મનુષ્યને કર્યાં કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી.

# પ્રકરણ-૪ થું

## બૌદ્ધ સમયનું હિન્દ-ઈ. સ. પૂર્વ ૬૦૦ થી ઈ. સ. પૂર્વે ૨૩૨

### મગધનું મહારાજ્ય

ગૌતમ બુદ્ધ અને મહાવીરના વખતમાં હિન્દી પ્રજામાં ખુબ શાન્તિ હતી એમ દેખાય છે. તે વખતે મગધ અથવા હાલનું બિહારનું રાજ્ય બળવાન હતું. એ દેશની રાજધાની પાટલીપુત્રમાં બહુ બુદ્ધિશાળી રાજાઓ રાજ્ય કરી ગયા હતા. આર્યાવર્તના પ્રાચીન સમયમાં આ જ મગધ દેશમાં જરાસંધ નામે રાજા થઇ ગયો હતો. ત્યાર પછી ત્યાં નંદરાજાઓનું અતિ પ્રબળ રાજ્ય થયું હતું. એ રાજની સેના અને સંપત્તિની કીર્તિ દૂર દેશાન્તર સુધી ફેલાઇ હતી. એ જ અરસામાં પારસ દેશનો બળવાન રાજા દારા સિંધુ નદી સુધીનો મુલક જીતી ગયો હતો. દર વર્ષે એ જીતેલા પ્રાંત પાસેથી ભારે કર લેતો હતો. પારસનું રાજ્ય ખૂબ પથરાવાથી અને એક હાથે ન સચવાવાથી રાજ્યમાં શિથિલતા આવી ગઇ હતી. તેવામાં ગ્રીસ દેશના મેસીડોનીઆ પ્રાંતનો સિકંદર રાજા રાજતૃષ્ણાથી પ્રેરાઇ પૂર્વ તરફ સૈન્ય લઇ ધસ્યો. એણે પારસના રાજાને હરાવ્યો અને આગળ વધી સિંધુ દેશ સુધી આવ્યો. તે વખતે પંજાબનો કોઇ પોરસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે સિકંદરની સામે થયો પણ હાર્યો. સિકંદરે તેને પોતાનો માંડલિક રાજા બનાવ્યો હતો. હિન્દમાં આગળ વધવાની સિકંદરની હિંમત ન ચાલી એથી તે પાછો ફર્યો અને બાબિલોન પાસેના નીનેવી શહેરમાં બત્રીસ વર્ષની ભર ઉમ્મરે એ સિકંદર મૃત્યુને વશ થયો, ઇ. સ. પૂ. ૩૨૩. હિન્દુસ્તાનમાં એ ૧૯ મહિના રહ્યો હતો. પાછા ફરતી વખતે હિન્દમાંથી કેટલાક મહત્ત્વના ગ્રંથો લઈ ગયો હતો એમ કહેવાય છે. સિકંદર પંજાબમાં આવ્યો તેજ અરસામાં નંદકુળના એક દેશનિકાલ

થએલા રાજપુત્રે એક તેજસ્વી બ્રાહ્મણની મદદથી નંદવંશનો નાશ કર્યો અને પોતાનો નવો મૌર્યવંશ સ્થાપન કર્યો. આ રાજપુત્ર તે ચંદ્રગુપ્ત.

## ચંદ્રગુપ્ત મૌર્ય–ઈ. સ. પૂર્વે ૩૨૧ થી ઈ. સ. પૂ. ૨૯૭

ચંદ્રગુપ્તની માતાનું નામ મુરા હતું તેથી તે અને તેના વંશજો મૌર્ય કહેવાતા. એના વખતમાં સિકંદર બાદશાહનો સેલ્યુકસ નામનો એક સરદાર ઇ. સ. પૂ. ૩૦૫માં મગધ દેશપર ચઢી આવ્યો. ચંદ્રગુપ્તે તેને હરાવ્યો અને તેના પાસેથી પંજાબ, સિંધ, અફગાનિસ્તાન, અને બલુચિસ્તાન સુધીનો મુલક લઇ લીધો. એ સેલ્યુકસે પોતાની કુંવરી ચંદ્રગુપ્તને આપી હતી અને મેગેસ્થિનીસ નામના એલચીને મગધની રાજધાનીમાં મોકલ્યો હતો. ચંદ્રગુપ્તનો વૈભવ અસાધારણ હશે એમ લાગે છે. તેનો રાજમહેલ એટલો બધો સુંદર હતો કે પરદેશના લોકો એમજ માનતા કે મનુષ્યના હાથની એ કારીગરી નથી પણ દેવોએ તે બાંધી આપ્યો છે. ચંદ્રગુપ્તના દરબારમાં થાંભલા સોનાની વેલોથી શણગારેલા હતા અને તેના ઉપર સોનાના પક્ષીઓ બેસાડેલા હતા. તે નગરમાં ફરવા નીકળતો ત્યારે સોનાની પાલખીમાં બેસતો.

એની રાજધાનીની વ્યવસ્થા પણ ઘણી સારી હતી. આખા રાજ્યના વિભાગ પાડેલા હતા અને તેની ઉપર ચંદ્રગુપ્તના અમલદારો રાજ્ય ચલાવતા હતા. રાજ્યમાં ઘણી જગ્યાએ કિલ્લા બંધાવી દીધા હતા.

ચંદ્રગુપ્તનું રાજ્ય હિંદુકુશ, હિમાલય, અને વિંધ્ય પર્વત સુધી ફેલાયેલું હતું. આપણા ગુજરાત ઉપર પણ તેનો અમલ ચાલતો. આવડા મોટા રાજ્યના રક્ષણ માટે એની પાસે છ લાખ પાયદળ, ત્રીસ હજાર હયદળ, અને નવ હજાર ગજદળ હતું.

ચંદ્રગુપ્ત પછી તેનો દીકરો બિંદુસાર ગાદીએ આવ્યો. તે પણ તેના બાપ જેવો પરાક્રમી હતો. બિંદુસાર પછી તેનો પુત્ર અશોકવર્ધન ગાદીએ આવ્યો.

## અશોકવર્ધન-ઈ. સ. પૂ. ર૭૨થી ઈ. સ. પૂ. ર૩ર

ગાદીએ આવ્યા પછી અશોકે કેટલાંક વર્ષો રાજ્યની વ્યવસ્થા કરવામાં ગાળ્યાં. અશોક જેવા પરાક્રમી રાજાને કલિંગ દેશની સ્વતંત્રતા ખુંચતી હતી. તેથી તેણે કલિંગ દેશ પર ચઢાઈ કરી. એ લડાઈમાં લાખો માણસો માર્યા ગયા. આખરે અશોક જીત્યો પણ પોતાના વિજય કરતાં પ્રજાનો થએલો સત્યાનાશ જોઇને અશોકનું હૃદય બહુ બળ્યું. તેજ દિવસથી અશોકે યુદ્ધને નમસ્કાર કર્યા, મૃગયા ખેલવાનું પણ બંધ કર્યું, અને બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરી ગૃહસ્થાશ્રમી બૌદ્ધ તરીકે રહેવા લાગ્યો. પોતે માંસાહાર ત્યજી દીધો એટલુંજ નહિ પણ પોતાના રાજ્ય-મહેલમાં થતી હિંસા પણ બંધ કરી.

અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે દેશ વિદેશ ધર્મોપદેશકો મોકલી દીધા, અને સર્વત્ર ધર્મનું રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નો આદર્યા.

અશોકે ઠેર ઠેર શિલાલેખો સ્થાપ્યા અને પ્રજાએ કેવી રીતે નીતિ પાળવી તે માટે ૧૪ નિયમો કરી તેમાં કોતરાવ્યા. અશોકનો એક શિલાલેખ આપણા ગુજરાતમાં ગિરનારની તળેટીમાં છે.

અશોકના રાજ્યનો વિસ્તાર બહુ મોટો હતો. ઉત્તરમાં નેપાળ અને કાશ્મીરથી માંડી દક્ષિણમાં પલાર નદી જે તામીલ રાજ્યની ઉત્તર સીમા હતી ત્યાંસુધી અને પૂર્વ તરફ બંગાળાથી માંડી પશ્ચિમ તરફ હિંદુકુશ, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન સુધી એના રાજ્યની હદ હતી.

અશોક રાજા ઘણો ઉદ્યોગી હતો. દિનરાત ગમે ત્યારે લોકો રાજા પાસે અરજી લાવી શકતા. અશોક લખે છે કે હું જમતો હોઉં કે અંતઃપુરમાં હોઉં, પથારીમાં હોઉં, વાહનમાં બેસી જતો હોઉં કે બગીચામાં ફરતો હોઉં, ગમે તે દશામાં દૂતોએ મને પ્રજા સંબંધી કામકાજ વિષે વાકેફ કરવો જોઇએ. મારે પ્રજાહિતમાં જ હમેશાં રોકાવું જોઇએ અને પ્રજાનાં કામમાં ઢીલ ન જ થવી જોઇએ. પ્રજાનું હિત અદા કરવાનું મારૂં ઋણ છે. લોકો પાપ રૂપી સંકટમાં ન પડે એની મારે કાળજી રાખવી જોઇએ.

# પ્રકરણ–૫ મું

## ચક્રવર્તી અશોક પછીના સમયનું હિન્દ

## ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ઈ. સ. ૬૪૭

### શુંગ વંશ અને આંધ્રવંશ

મહાન સમ્રાટ્ અશોક પછીના મૌર્ય વંશના રાજાઓ નિર્બળ નીવડ્યા. મૌર્ય વંશનો છેલ્લો રાજા બૃહદ્રથ પ્રજાપાલન કરવા અસમર્થ નીવડ્યો એટલે તેના સેનાપતિ પુષ્પમિત્ર શુંગે તેને ગાદી પરથી ઉઠાડી મૂકી રાજ્ય લઈ લીધું.

પુષ્પમિત્રને ઘણા શત્રુઓ સાથે લડવું પડયું પણ તે સર્વેને એણે પોતાના પુત્રની સહાયથી હરાવ્યા.

શુંગ વંશના રાજાઓ સૂર્યના ઉપાસક હશે એમ લાગે છે. કેમકે દરેકના નામને અંતે મિત્ર (સૂર્ય) શબ્દ આવે છે.

ઈ. સ. પૂર્વે ૧૧૭ને સુમારે શુંગ રાજ્યને કણ્વોએ જીતી લીધું. કણ્વ વંશના રાજાઓએ ૪૫ વર્ષ સુધી રાજ્ય કર્યું. તેમનું રાજ્ય બહુ જ નાનું હશે એમ લાગે છે. પછી ઇ. સ. પૂર્વે ૭૩ને સુમારે દક્ષિણના આંધ્રરાજા શાતકર્ણીએ તે રાજ્ય જીતી લીધું. આ વંશની બહુ વિગત મળતી નથી; છતાં એ રાજ્યનો વિસ્તાર બહુ જ મોટો હતો. આંધ્ર રાજ્યમાં મોટાં મોટાં ૩૦ શહેરો હતાં. આંધ્ર વંશ પછી ઇ. સ. ૩૨૦માં ગુપ્ત રાજ્ય સ્થપાયું. ત્યાંસુધીમાં હિંદની સરહદ પરના યવનોના જે હલ્લાઓ ચાલુ હતા તે વિષે થોડું જાણવાની જરૂર છે.

### સરહદ ઉપરના યવનો અને કુશાન

સિકંદરના મરણ પછી એના રાજ્યના ભાગલા પડી ગયા હતા. એની સાથે આવેલા જે લોકો હિંદુસ્તાનની ઉત્તર સરહદમાં વસ્યા હતા

તે બૅક્ટ્રિયનને નામે ઓળખાતા હતા. અને કૅસ્પિયન સમુદ્રની દક્ષિણ તરફ વસેલા સિકંદર સાથે આવેલા યવનો પલ્લવ નામે ઓળખાતા હતા.

પલ્લવ લોકોનું રાજ્ય પ્રથમ ગુજરાતમાં થયું હતું. ધીમે ધીમે તેઓ મહારાષ્ટ્ર તરફ ખસ્યા હતા અને છેક દક્ષિણ સુધી તેમનો પગ પેસારો થયો હતો. દક્ષિણમાં પલ્લવોને ત્યાંના પાંડ્ય, ચોલ, અને કેરલ રાજ્યો સાથે યુદ્ધો થયાં હતાં.

મૌર્ય વંશનો અસ્ત થયા પછી બૅક્ટ્રિયન લોકો જોરમાં આવ્યા હતા. એમનું રાજ્ય લગભગ અયોધ્યા સુધી વિસ્તર્યું હતું પણ પુષ્પમિત્રે તેમને હઠાવ્યા હતા.

બૅક્ટ્રિયન લોકો પછી પાર્થિયન લોકો હિંદુસ્તાન તરફ આવવા લાગ્યા હતા. પાર્થિયન લોકોના વંશજોએ સૌરાષ્ટ્રમાં સત્રપ નામ ધારણ કરી રાજ્ય કર્યું જણાય છે. પાર્થિયન લોકો પછી કુશાન લોકો હિંદુસ્તાન તરફ ધસી આવ્યા. કુશાન લોકો ચીન દેશના હતા. આ કુશાન લોકોએ જમુનાની આસપાસ પોતાની સત્તા જમાવી હતી. આ કુશાન લોકોનો પ્રથમ રાજા કેડફ્યુશિયસ નામનો હતો. એનો પુત્ર કનિષ્ક એક મહા પ્રતાપી અને સંસ્કારી રાજા થઇ ગયો.

કનિષ્કે પોતાની રાજધાની પિશાચપુર અથવા પેશાવરમાં રાખેલી હતી.

## ગુપ્તકાળ

યવનો અને કુશાનોનાં હલ્લાથી અકળાયલી હિન્દની પ્રજાને અને હિન્દુ ધર્મને ગુપ્તવંશે સારું રક્ષણ આપ્યું. ગુપ્તવંશના પ્રથમ રાજા ચંદ્રગુપ્તે મૌર્યવંશના ચંદ્રગુપ્તની પેઠે ઈ. સ. ૩૦૮માં પાટલીપુત્ર કબજે કરી બીજા આર્ય રાજાઓને એકત્ર કરવાની પ્રવૃત્તિ આદરી. કેટલાક રાજાઓને રાજીથી અને કેટલાકને એમની સાથે લડીને પણ એણે તાબે કર્યાં. આમ બાર વર્ષની અંદર એણે આખો મગધ, અયોધ્યા, અને ગંગાયમુનાનો પ્રદેશ પોતાના છત્ર નીચે આણ્યો. ઈ. સ. ૩૨૦માં

ચંદ્રગુપ્તે પોતાનો ગુપ્ત શક ચલાવ્યો અને પોતાના અને પોતાની પટ્ટરાણી કુમારદેવીના નામના સિક્કા પડાવ્યા. એના વખતમાં રાજ્ય બહુ જ વ્યવસ્થિત હતું.

એના પછી એનો પ્રતાપી પુત્ર સમુદ્રગુપ્ત સમ્રાટ્ થયો. એ રાજા સંગીતપ્રિય અને સાહિત્યપ્રિય હતો. એ સર્વ ધર્મોને આશ્રય આપતો હતો. એણે પાટલીપુત્ર છોડી પોતાની રાજગાદી અયોધ્યામાં ખસેડી હતી. એ શુરવીર રાજાએ જીવ્યો ત્યાંસુધી એક ચક્રે રાજ્ય કર્યું હતું. એણે આખા ભરતખંડમાં ફરીને દિગ્વિજય કર્યો હતો. એ દિગ્વિજયના સ્મરણમાં એણે એક વિજયસ્તંભ જે હાલમાં અલ્લાહાબાદના કિલ્લામાં ઉભો છે તે બંધાવ્યો હતો. તેના ઉપર વિજયના વર્ણનનો એક લેખ પણ કોતરેલો છે.

એના દરબારમાં હેઠ લંકામાંથી પણ ત્યાંના રાજાએ કીમતી બક્ષીસો સાથે પોતાના એલચીને મોકલ્યો હતો.

એના રાજ્યનો વિસ્તાર હિમાલયથી નર્મદા સુધીનો અને બ્રહ્મપુત્રાથી સિન્ધુ સુધીનો ગણી શકાય.

સમુદ્રગુપ્ત પછી એનો પુત્ર ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો. આને કેટલાક વિક્રમાદિત્ય પણ માને છે. એણે માળવા, ગુજરાત, અને સૌરાષ્ટ્ર ઉપર રાજ્ય કરતા શક રાજાઓને હરાવ્યા હતા અને ક્ષત્રપ વંશનો નાશ કરી ઉજ્જયિની નગરી જીતી લીધી હતી.

ચંદ્રગુપ્ત પછી કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત નામના બે રાજાઓ થયા. સ્કંદગુપ્તે એક વખત હૂણ લોકોને બહુ સખ્ત હાર આપી, અને ઈ. સ. ૪૯૦ સુધી હૂણ લોકોને પગપેસારો કરવા દીધો નહિ.

સ્કંદગુપ્તના ભત્રીજા નરસિંહગુપ્ત બાલાદિત્યના વખતમાં હૂણ સરદાર તોરમાણે માલવા જીતી લીધું, ઈ. સ. ૪૯૫. એ તોરમાણનો પુત્ર મિહિરગૂલ મહા ક્રૂર હતો. એ મિહિરગૂલને ઈ. સ. ૫૨૮ના અરસામાં નરસિંહગુપ્તે સખ્ત હાર ખવડાવી તેનું જોર તોડી પાડયું હતું.

નરસિંહગુપ્ત પછી ગુપ્ત સામ્રાજ્યનો અંત આવ્યો ગણાય. એ વંશના અંત પછી હિન્દમાં ફરી નાનાં નાનાં રાજ્યો સ્થપાયાં અને મહારાજાધિરાજ શ્રી હર્ષદેવે ફરી પાછાં તે બધાંને પોતાના છત્ર નીચે આણ્યાં ત્યાંસુધી એ સ્થિતિ ચાલી.

## ફાહિયાનનો પ્રવાસ

બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા કેટલાય ચીની સાધુઓ હિન્દ આવ્યા હતા. એ બધામાં ફાહિયાનનું નામ પ્રથમ બીરાજે છે અને એની પછીનો આવનાર હ્યુએનસાંગ પણ વિખ્યાત છે. ફાહિયાન પાંચ સાથીઓ સાથે હિન્દુસ્તાનમાં આવવા નીકળ્યો હતો, પણ હિન્દમાં પહોંચતાં ફક્ત એકજ સાથી જીવતો રહ્યો હતો. આ ઉપરથી રસ્તાની મુશ્કેલી અને ફાહિયાનની ધર્મભક્તિનો ખ્યાલ આવી શકે છે. એ ચંદ્રગુપ્તના વખતમાં હિન્દમાં આવ્યો હતો. એણે તે વખતના હિન્દની સ્થિતિનું જે વર્ણન કર્યું છે તે આપણે અભિમાન લેવા જેવું હોઇ જાણી લેવાની જરૂર છે. આ રહ્યો એનો સાર માત્રઃ—

"લોકો બહુ સુખી અને આબાદ છે. રાજ્યમાં કોઇને દેહાંત દંડની શિક્ષા તો કરવામાં આવતી જ નથી. ચંડાળ અને ભંગી સિવાય બીજા કોઈ પણ લોક મદ્ય પીતા નથી. બજારમાં કતલખાનાં કે દારૂનાં પીઠાં નથી હોતાં. જમીનદારો તરફથી ધર્માદા દવાખાનાઓ ચાલે છે અને માંદા તથા અશક્તની મફત સારવાર થાય છે. ચોમાસા પછી ભાવિક જનો સાધુઓને માટે ઉધરાણું કરે છે. અને સાધુઓ મોટી સભા ભરીને તેમને ધર્મનો ઉપદેશ કરે છે."

## ગુપ્ત સમયમાં દેશની સ્થિતિ

ગુપ્ત રાજાઓના સમયમાં ઉત્તર હિન્દની સ્થિતિ સર્વ રીતે આબાદ કહી શકાય. ગુપ્તરાજાઓ રાજકાર્યમાં બાહોશ હતા; એમણે રાજ્યનો સારો વિસ્તાર કર્યો હતો; અને પોતાનાં વિસ્તીર્ણ રાજ્યમાં બંદોબસ્ત

પણ બહુ સારો જમાવ્યો હતો. એ સુવ્યવસ્થિત કાળમાં વિદ્વાન માણુસોની શક્તિઓ પણ પૂર્ણ રીતે વિકાસ પામી હતી. એ રાજાઓ મોટા મોટા દરબારો ભરતા અને તેમાં વિદ્વાન માણુસોને અને વિદ્યાને ઉત્તેજન મળે એવું કરતા. આ કારણુને લઈ એ સમયમાં વિદ્યા અને કળા સારી રીતે ખીલવા પામી હતી.

## કવિકુલગુરૂ કાલિદાસ

હાલના ઘણા ખરા વિદ્વાનોના માનવા પ્રમાણે કવિશિરોમણિ કાલિદાસ આ જ ગુપ્ત સમયમાં પાંચમા સૈકાની શરૂઆતમાં થઇ ગયા. સર્વ એક અવાજે કબુલ કરે છે કે કાલિદાસ તો કાલિદાસ જ હતા. સંસ્કૃત કવિઓમાં કાલિદાસનું સ્થાન સૌથી શ્રેષ્ઠ છે. એમનાં કાવ્યોએ અને નાટકોએ હિન્દુઓના મન હરણ કર્યાં છે એટલું જ નહિ પરંતુ વિદેશીઓનાં મન પણ એટલાં જ જીતી લીધાં છે. કાલિદાસનું 'મેઘદૂત' નામનું નાનુ પણ રસીલું સુંદર કાવ્ય વાંચીને યુરોપીય વિદ્વાનો પણ છક થઈ જાય છે. 'રઘુવંશ' અને 'કુમારસંભવ નામનાં બે મહા કાવ્યો પણ બહુ વિખ્યાત છે. પણ કાલિદાસની સૌથી શ્રેષ્ઠ કૃતિ તો એમનું 'અભિજ્ઞાન–શકુન્તલા' નામનું નાટક ગણાય છે. એમણે લખેલા નાટકોમાં આ 'શકુન્તલા'નું નાટક સર્વ દેશના વિદ્વાનોએ ઉચ્ચ કોટિમાં મૂક્યું છે.

## કલાની વૃદ્ધિ

આ સમયમાં શિલ્પકામ અને ચિત્રકામ બહુ ઉત્તમ પ્રકારનું થયેલું ગણાય છે. હાલ એ સમયના કલાના અવશેષો બહુ જ ઓછા નજરે પડે છે છતાં અજન્તાની ગુફાઓ જ જોતાં એ વખતની શિલ્પકળાનો કાંઇક ખ્યાલ આવી શકે છે.

ગણિત અને ખગોળનું જ્ઞાન પણ આ સમયમાં ઠીક ખીલવા પામ્યું હતું. પ્રસિદ્ધ ખગોળવેત્તા આર્યભટ્ટ આ જ સમયમાં થઇ ગયો છે. એનો જન્મ ઇ. સ. ૪૭૬માં મનાય છે.

## શ્રી હર્ષવર્ધન—ઈ. સ. ૬૦૬ થી ૬૪૭

પ્રાચીન ભારત વર્ષના ત્રણ ચક્રવર્તી રાજાઓ ગણાય છે (૧) ચંદ્રગુપ્ત મૌર્ય (૨) દિગ્વિજયી સમુદ્રગુપ્ત (૩) શ્રી હર્ષવર્ધન. મેગેસ્થિનિસે પહેલાના રાજ્યતંત્રનાં, ફાહિયાને બીજાના બંદોબસ્તનાં અને હ્યુએનસાંગે ત્રીજાની વિદ્વત્તાનાં વખાણ કર્યાં છે. ગુપ્તવંશનું રાજ્ય છિન્નભિન્ન થયું ત્યારે પ્રભાકર વર્ધમાન નામનો સુબો સ્વતંત્ર થયો. તે પોતાના પરાક્રમથી મહારાજાધિરાજ પદને પામ્યો. એના મરણ પછી એનો પુત્ર રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. પરંતુ બંગનરેશ શશાંકે વિશ્વાસઘાતથી તેનું ખૂન કર્યું. એની પછી એનો નાનો ભાઈ હર્ષવર્ધન ઈ. સ. ૬૦૬માં ગાદીએ આવ્યો.

ગાદીએ આવ્યા પછી ૭ વર્ષ સુધી લડાઈઓ લડી ઉત્તર હિન્દના બધા ય રાજાઓને હરાવી હર્ષવર્ધને સામ્રાજ્ય જમાવ્યું. આ સામ્રાજ્યનો વિસ્તાર હિમાલયથી નર્મદા સુધી અને કામરૂ દેશથી માંડી રજપુતાના સુધી હતો.

એના રાજ્યમાં સર્વત્ર સુખ અને શાન્તિ હતાં. શહેરોની આસપાસ ખાઈઓ અને દિવાલો કરવામાં આવતી. લોકો રેશમ, રૂ, ઉન અને શણનાં કપડાં પહેરતા. ઘરેણાંનો પણ લોકોને શોખ હતો. બ્રાહ્મણોનું બહુ માન હતું. લોકો પ્રામાણિક અને ભલા હતા. વેઠની પ્રથા હતી; પણ મજુરીના દામ પુરેપુરા આપવામાં આવતા.

આ રાજા ધાર્મિક ચર્ચાઓ કરી ધર્મસહિષ્ણુતા કેળવતો હતો. દર પાંચ વર્ષે રાજ્યમાં વધેલું ધન દાનમાં આપી દેતો. એ કવિ હતો. એના વખતમાં જ બાણભટ્ટ, દણ્ડી અને સુબન્ધુ નામના પ્રખ્યાત કવિઓ થઇ ગયા છે. આ રાજાના વખતમાં હ્યુએનસાંગ નામનો ચીની મુસાફર હિન્દમાં આવ્યો.

### હ્યુએનસાંગનો પ્રવાસ

ફાહિયાન પછી બસેં વર્ષે બીજો એક પ્રખ્યાત ચીની સાધુ હિન્દમાં ધર્માર્થે આવી આપણા દેશની તે વખતની સ્થિતિ ઉપર સારું અજવાળું

પાડી ગયેલ છે. એને પણ માર્ગમાં ફાહિયાન જેટલી જ મુશ્કેલીઓ પડી હતી, છતાં ૩૦૦૦ માઇલની મુસાફરી પગપાળે એક વર્ષમાં પૂરી કરી તે હિન્દમાં આવ્યો હતો. એણે સાતમા સૈકાની હિન્દની સ્થિતિનું બહુ સુંદર ચિત્ર દોર્યું છે:—

"લોકો સાદા, સ્વચ્છ અને પ્રામાણિક હતા. લેવડદેવડમાં નિષ્કપટ અને ન્યાય તોલવામાં વિવેકવાળા હતા. આપેલું વચન તેઓ હંમેશાં પાળતા. ગુન્હા ઓછા બનતા. ગુન્હા કબુલ કરાવવા માટે આરોપી ઉપર બળાત્કાર કરવામાં આવતો નહિ. લોકો ઉપર કરનો બોજો બહુ હલકો હતો. સાધુ સંતોનું સારૂં પોષણ થતું. આખા સમાજમાં કેળવણી માટે ચોક્કસ પદ્ધતિ નિર્માણ થઇ હતી. મૂળાક્ષરનું જ્ઞાન બાળકને ઘરમાં જ આપવામાં આવતું. ગુરૂને ત્યાં બધી કોમના વિદ્યાર્થીઓ શીખવા જતા. કેટલાક શ્રમંતો તો આખું જીવન અધ્યયનમાં જ ગાળતા. બધું શિક્ષણ મુખપાઠથી જ અપાતું. બૌદ્ધ તથા બ્રાહ્મણ શિક્ષકો બહુ ખંતીલા હતા. બૌદ્ધ સાધુઓ ધર્મમાં પ્રવીણ હતા. વિહારોનું વાતાવરણ બહુ શુદ્ધ અને ઉચ્ચ જોવામાં આવતું. સાધુના સહેજસાજ દોષ માટે એને અમુક વખત સુધી મૌન પળાવવામાં આવતું પણ ગંભીર દોષ હોય તો તેને કહાડી મૂકવામાં આવતો."

હ્યુએનસાંગ શ્રી હર્ષ વિષે લખે છે:—

"શ્રી હર્ષ રાજ્યકાર્યમાં બહુ શ્રમ લેતો. અશોકની માફક તેણે પણ જીવહિંસાનો પ્રતિબંધ કર્યો હતો. સર્વ સંપ્રદાયોના સાધુઓને દાન આપવામાં તેનો હાથ છૂટો હતો. દરબારી રસોડે દરરોજ એક હજાર બૌદ્ધ સાધુઓ અને પાંચસો બ્રાહ્મણો જમતા."

### રજપૂતસમય

ઈ. સ. ૬૪૭માં હર્ષના મૃત્યુ બાદ હિન્દમાં જે અવ્યવસ્થા અને અંધેર ચાલ્યું તે સમયમાં અનેક નાનાં મોટાં રાજ્યો ઉગી નીકળ્યાં.

આ રાજ્યો મોટે ભાગે રજપૂત રાજ્યો હતાં. એ રજપૂતો પોતાને સૂર્યવંશી અને ચંદ્રવંશી કહેવડાવતા હતા. હર્ષના મૃત્યુથી માંડીને તે ઈસ્લામી સત્તાના ઉદયકાળ સુધીના સમયને આપણે રજપૂત સમયનું નામ આપી શકીએ.

રજપૂતોમાં વફાદારીનો ગુણ ખાસ ધ્યાન ખેંચે તેવો હતો. પોતાના સરદાર કે રાજા માટે કે પછી પોતાની જાતિના કોઇ પણ માણસ માટે આ રજપૂતો બહુ લાગણી ધરાવતા અને અત્યારે પણ ધરાવે છે. તેઓ પોતાના માણસ માટે પોતાનો જાન જાય ત્યાં સુધી બહાદુરીથી લડતા. યુદ્ધમાં તેઓ કદી પણ શત્રુને પીઠ બતાવતા નહિ; અને અપમાન તો કોઈ વખત સહન કરી શકતા નહિ.

રજપૂતની સ્ત્રીઓ રજપૂતાણીઓ પણ મરદના જેવી જ બહાદુર, સાચી, અને ઉદાર હતી. મરણથી તેઓ લગાર પણ બ્હીતી નહોતી. કોઇ કટોકટીના વખતે રજપૂતાણીઓ શસ્ત્રો સજી રણ મેદાને પણ પડતી. શૂરી રજપૂતાણીઓ રજપૂત વીરોનાં મરણ માટે કદી પણ શોક કરતી નહિ.

## શ્રી હર્ષ પછીનાં રજપૂત રાજ્યો

શ્રી હર્ષની પડતી પછી ઉત્તર હિન્દમાં ઘણાં રજપૂત રાજ્યો ઉભાં થયાં હતાં; અને મુસલમાન લોકોએ હિન્દુસ્તાન જીત્યું ત્યાં સુધી એ રજપૂત રાજ્યો પોતપોતાની સત્તામાં ટકી રહ્યાં હતાં. મુખ્ય રજપૂત રાજ્યો નીચે પ્રમાણે હતાં:—

(૧) કનોજનું રાજ્ય—આમાં યશોવર્ધન નામનો રાજા ઇ. સ. ૭૩૧માં રાજ્ય કરતો હતો. એ વિદ્યાને સારૂં ઉત્તેજન આપતો. ઈ. સ. ૭૮૦માં એના વંશનો નાશ થયો.

(૨) માળવાનું રાજ્ય—કનોજના રાજ્યની પડતી પછી માળવાનું રાજ્ય પ્રબળ થયું. ઈ. સ. ૭૮૩માં એમાં વત્સરાજ રાજા રાજ્ય કરતો હતો. ઈ. સ. ૮૪૨થી ૮૮૫ સુધી એ રાજ્યનો વિસ્તાર સારો થયો.

(૩) ગુજ્જરોનું રાજ્ય—આ લોકો પ્રથમ હૂણ લોકો સાથે હિન્દમાં આવેલા. શરૂઆતમાં તેઓ પંજાબ અને રજપૂતાનામાં વસ્યા. ત્યાંથી માળવા ગયા. પાછળથી ગુજ્જરો મારવાડમાંથી લાટમાં આવ્યા અને છેક ખાનદેશ સુધી ફેલાયા. આપણા પ્રાંતનું ગુજરાત નામ પણ ગુજ્જરો ઉપરથી જ પડયું છે.

## ધર્મની પરિસ્થિતિ

મહાન અશોકના કાળ પછી બૌદ્ધ ધર્મનું જોર દિવસે દિવસે ઘટતું જતું હતું અને ધીમે ધીમે અનેક પ્રકારના નવા ધર્મો સ્થપાવા લાગ્યા હતા. આઠમા સૈકામાં બે સમર્થ બ્રાહ્મણસુધારકોનો ઉદય થયો; અને એમના પ્રયત્નથી બ્રાહ્મણધર્મનું નિર્જીવ ખોળીયું ફરી પ્રાણવાન થયું. એ બે ધર્મસુધારકો કુમારિલ ભટ્ટ અને જગદ્‌ગુરૂ શંકરાચાર્ય. કુમારિલ ભટ્ટની જન્મભૂમિ આસામમાં હતી. એ બડા કર્મકાંડી અને સમર્થ મીમાંસક હતા.

### શ્રી શંકરાચાર્ય

શ્રી શંકરાચાર્ય કેરલદેશમાં એક બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યા હતા. એમના પિતા એમના ન્હાનપણમાં જ ગત થઈ ગએલા હોવાથી, એમને ઉછેરીને મ્હોટા કરવાનું કામ એમની માતાને શિર પડયું હતું. માતાએ એમને પૂર્ણ સ્નેહથી ઉછેરી, પાંચમે વર્ષે જનોઈ દીધું. થોડા વખતમાં શંકર સકળ શાસ્ત્રમાં પારંગત થયા. સમય થતાં માતા એમને સંસારમાં-ગૃહસ્થાશ્રમમાં-જોડવાનો વિચાર કરતા હતા, ત્યાં શંકરે એક દિવસ, માતા પાસે હાથ જોડી, સંન્યાસ ગ્રહણ કરવાની રજા માગી. માતાના કોમળ હૃદયને આથી ઘણું દુ:ખ થયું. છતાં તેમણે રજા આપી. પછી શંકરાચાર્યે નર્મદા નદીને કાંઠે જઈ ગોવીન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો, અને એમની પાસેથી વેદાન્ત સાથે યોગનું પણ ઘણું જ્ઞાન મેળવ્યું. એમ કહેવાય છે કે એ પ્રયાગ ગયા ત્યાં કુમારિલ ભટ્ટ અગ્નિ સળગાવી



શંકરાચાર્ય.

એમાં પોતાનો દેહ હોમ્યો હતો. અર્ધો અગ્નિ એમને શરીરે ફરી વળ્યો હતો. ત્યાં શંકરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે સાંભળીને કુમારિલ ભટ્ટે કહ્યું 'યતિરાજ ! મેં નાસ્તિક મતનું ખંડન કરીને વૈદિક કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે, તમે જ્ઞાનમાર્ગ પ્રવર્તાવો અને તે માટે મંડનમિશ્ર નામનો એક મ્હારો શિષ્ય છે એની પાસે જઈ એના ઉપર જય મેળવો.' શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ ગયા. પછી મંડનમિશ્રનો અને શંકર ભગવાનનો મીમાંસા અને વેદાન્તના સિદ્ધાન્ત સંબન્ધી વિવાદ ચાલ્યો. તેમાં મંડનમિશ્રના પત્ની સરસ્વતી મધ્યસ્થ થયા. એ બેનો વિવાદ સાંભળી છેવટે સરસ્વતીએ શંકરાચાર્યનો જય થયો એમ જણાવ્યું. પ્રથમના કરાર મુજબ મંડનમિશ્ર સંન્યાસી થયા. ત્યારબાદ શંકરાચાર્યે આખા હિન્દુસ્તાનમાં ફરી નવો ધર્મ ફેલાવ્યો; અને એના રક્ષણ માટે હિન્દુસ્તાનને ચાર ખુણે-જગન્નાથપુરી, રામેશ્વર, દ્વારિકા અને બદરીનાથમાં ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના ચાર મુખ્ય શિષ્યોની યોજના કરી. એમના મુખ્ય સિદ્ધાંત નીચે પ્રમાણે છે:—

૧–બ્રહ્મ (પરમાત્મા) સત્ય છે; જગત મિથ્યા (ખોટું) છે; અને આત્મા એજ પરમાત્મા છે.

૨–ઉપર કહ્યું તેવું જ્ઞાન થાય ત્યારે જ મોક્ષ મળે.

૩–જ્ઞાન માટે સંન્યાસની જરૂર છે.

# પ્રકરણ-૬ ઠું

## હિન્દમાં મુસલમાની સત્તા-ઈ. સ. ૯૯૭થી ઈ. સ. ૧૫૨૬

### હઝરત મુહમ્મદ

ઈ. સ. ૫૭૦ના ઑગષ્ટ માસની તારીખ ૨૯મી ને સોમવારને દિવસે પ્રાતઃકાળમાં મક્કા ( અરબસ્તાન ) શહેરમાં હજરત મુહમ્મદનો જન્મ થયો હતો. મુહમ્મદ પયગમ્બર માતાના ઉદરમાં હતા તેવામાં જ એમના પિતા ગુજરી ગયા. અને એ ૭ વર્ષના થતામાં એમના માતા અમિના બીબીએ પણ સ્વર્ગવાસ કર્યો. હજરત મુહમ્મદને એમના દાદાએ ઉછેર્યાં. બે ત્રણ વર્ષમાં દાદા પણ ગુજરી ગયા; અને મરતી વખતે પોતાના બીજા દિકરાને બાળકની સંભાળ સોંપતા ગયા. હજરત મુહમ્મદ કાકાની દેખરેખ નીચે મોટા થયા. એ ન્હાનપણથી જ હોંશિયાર અને બાહોશ હતા. પરંતુ આપણે જેને પુસ્તકની કેળવણી કહીએ છીએ તે તેમને જરા પણ મળી નહોતી. લાયક ઉમ્મરના થયા ત્યારે તેઓ એમના કાકાની સાથે સીરિયા તરફ વેપારની સફરે ગયા. આ સફરમાં તેમણે વેપારના કામમાં સારો અનુભવ મેળવ્યો, અને પ્રમાણિકપણા માટે એવું નામ પ્રાપ્ત કર્યું કે લોકો એમને 'અલ-અમીન' (સત્યનિષ્ઠ, ઈમાનદાર) કહી ઓળખવા લાગ્યા.

મક્કામાં આ વખતે કુરેશી કુટુમ્બના ખદીજા બીબી કરીને એક વિધવા બાઈ હતા; એમનો સીરિયા સાથે પુષ્કળ વેપાર ચાલતો. કાકાની આજ્ઞાથી હજરત મુહમ્મદ એમને ત્યાં મુનીમ રહ્યા. એ સ્થાને એમણે એવું સારૂં કામ કર્યું કે એ સીરિયાથી પાછા ફર્યા તે વખતે ખદીજા બીબી, એમની પ્રમાણિકતા વગેરે ગુણથી આકર્ષાઇ, એમને પરણ્યાં.

હજરત મુહમ્મદને દિન પર દિન પ્રભુની લગની વધતી ગઈ. એક રાત્રે તેઓ પાસેના પર્વતની ગુફામાં પ્રભુનું ચિન્તન કરતા પડ્યા.

ત્યાં એક દિવ્ય પુરૂષે એમની સમક્ષ આવી કહ્યું, "તું ખુદાતાલાનો પયગમ્બર થયો છે." એટલું કહી એ ફિરસ્તો ઉડી ગયો. હજરત મુહમ્મદે ગભરાતે હૃદયે બીબી ખદીજા પાસે જઇને કહ્યું, "ઓ ખદીજા! મને કાંઇક થયું!" બીબી ખદીજાએ સઘળી હકીકત સાંભળી અને કહ્યું, "પ્રાણનાથ! તમે જરૂર પયગમ્બર થશો." આ વખતથી એમણે પયગમ્બર ( પ્રભુનો સંદેશ લાવનાર દૂત )નું કામ શરૂ કર્યું.

ઇશ્વર એક છે અને એ જ પૂજ્ય છે એ સિદ્ધાન્ત ઉપર એમણે ભાર મૂક્યો. મક્કાના મૂર્તિપૂજકો એમના ઉપદેશથી બહુ ચીડાયા, અને એમને મારી નાખવાનો ઉપાયો કરવા લાગ્યા. પણ હજરત મુહમ્મદે પોતાનો ઉપદેશ જારી રાખ્યો. ધીમે ધીમે પ્રથમ એમનાં સગાં વહાલાં અને પછી બીજા લોકો એમના પન્થમાં ભળ્યાં.

ઇ. સ. ૬૨૨માં મક્કાના લોકોના જુલમ તથા કલેશથી કંટાળી હજરત મુહમ્મદ, મદીના તરફ જવા નીકળ્યા. એમનું મક્કા છોડી મદીના તરફ નીકળી જવું તે " હિજરત " કહેવાય છે. આ હિજરતની તારીખથી મુસલમાનોનો સંવત શરૂ થાય છે, તેથી તે 'હિજરી' નામે ઓળખાય છે.

મદીનાના લોકોએ ઇસ્લામ ધર્મને સારો સત્કાર આપ્યો. આસપાસની વસતી સાથે લડાઇઓ તો ઘણી થઇ, પણ આખરે ઇસ્લામ ધર્મનો વિજય થયો.

ઇસ્લામ ધર્મ સારી રીતે જામ્યો. અરબસ્તાન બહાર પણ એની અસર પહોંચી. ઇ. સ. ૬૩૨ના જુન માસની તારીખ ૮મી ને સોમવારે પ્રભુની બંદગી કરતાં હજરત મુહમ્મદે આ ફાની દુનિયા છોડી, અને એમનો આત્મા પ્રભુની પાસે દાખલ થયો.

## મુસલમાની ધર્મ

ધર્મ ફેલાવવાના હેતુથી પયગંબરના શિષ્યો ઇસ્લામીઓનું લશ્કર જમાવી ઇરાન અને તુર્કસ્તાનમાં ફરી વળ્યા. ત્યાં તેઓએ મુસલ-

માની ધર્મ દાખલ કરી દીધો અને મુસલમાની રાજ્યો પણ સ્થાપ્યાં. ત્યાર પછી ધર્મના ઝનુનમાં એ રાજગાદી ધરાવનારા ખિલ્ફો જેઓ પોતાને ખલિફા કહેવડાવતા તેઓ આખા આફ્રિકામાં અને યુરોપમાં સ્પેન સુધી પહોંચી વળ્યા; અને ત્યાં મુસલમાની રાજ્ય અને ધર્મ દાખલ કરી દીધાં.

## મહમૂદ ગિઝની—ઈ. સ. ૯૯૭ થી ૧૦૩૦

દસમા સૈકાની અંતે મુસલમાનો વાયવ્ય કોણમાંથી હિન્દુસ્તાન ઉપર ઉતરી આવ્યા. પહેલી ચઢાઈ ગિઝનીના સુબા સબક્તગીને પંજાબ ઉપર કરી. પંજાબનો રાજા જયપાલ હાર્યો. ઈ. સ. ૯૯૭માં સબક્તગીન પછી તેનો પુત્ર મહમૂદ, સુલતાન પદ ધારણ કરી ગાદીએ બેઠો. તે ઘણો ધર્માંધ હતો. તેણે ધર્માંધતાને લીધે હિન્દુસ્તાન ઉપર નાની મોટી સત્તર સ્વારીઓ કરી, અને ઠેકઠેકાણે હિન્દુ દેવળોનો નાશ કરી અઢળક દોલત લઈ ગયો.

### સોમનાથ પર સ્વારી

મહમૂદની બારમી અને જાણવા લાયક સ્વારી તે હિન્દુસ્તાનના એક ખૂણામાં આવેલા સોમનાથપાટણ ઉપરની છે. સોમનાથપાટણ કાઠિયાવાડની દક્ષિણે વેરાવળ બંદરની પાસે આવેલું છે; તે હિન્દુઓનું પવિત્ર તીર્થસ્થળ છે. મુસલમાનો ચઢી આવ્યા તે પહેલાં તેની જાહોજલાલી કંઈ ઓર જ હતી. શંકરની મૂર્તિ પાંચ હાથ ઉંચી, ત્રણ હાથના ઘેરાવામાં અને બે હાથ જેટલી જમીનમાં દટાયેલી હતી. મૂર્તિ ઉપર સોનાની જળાધારીમાંથી ગંગાજળનું સિંચન થતું. એમ કહેવાય છે કે સ્નાન કરાવવા માટે દરરોજ પાંચસો ગાઉ દૂરથી કાવડીયા ગંગાજળ લાવતા. મૂર્તિની પાસે એક ઘંટ સોનાની સાંકળે બાંધેલો હતો. તેમાં બીજી પણ નાની નાની ઘંટડીઓ મૂકેલી હતી. તે હલાવવાથી જબરો ઘોર થઈ રહેતો. દરવાજાને સુંદર કારીગરીવાળાં

સુખડનાં કમાડ હતાં. આ તીર્થનો મહિમા એટલો બધો હતો કે બે હજાર ગામ તેના નિભાવ માટે હતાં. આ પ્રખ્યાત અને પ્રાચીન જાહોજલાલીવાળા ભવ્ય શિવાલયનો મહમૂદે નાશ કર્યો. એમ કહેવાય છે કે સોમનાથની સ્વારી વખતે તે જર જવાહિર ઉપરાંત બસો મણુ સોનું અને બે હજાર મણુ રૂપું ગિઝની લઇ ગયો.

### મહમૂદનું મરણુ

આ પરાક્રમી પણુ ધર્માંધ સુલતાન મરણુ પથારીએ સૂતો હતો ત્યારે તેણે જે દ્રવ્ય લૂંટીને ભેગું કર્યું હતું તે બધું પોતાની પાસે મંગાવ્યું. તે વખતે તેના મનમાં એવો વિચાર આવ્યો કે અરેરે, આ બધું મૂકીને મારે જવું પડશે, અને તે બીજાં માણુસો ભોગવશે. આ વિચારે તે પુષ્કળ રડયો.

## શાહબુદ્દીન ઘોરી અને એ સમયના રજપૂતો

અફઘાનીસ્તાનમાં હીરાતના અગ્નિ કોણુમાં ઘોર પ્રાન્ત આવેલો છે. ઘોર પ્રાન્તના વતની હોવાથી ત્યાંના સુલતાનો ઘોરી નામથી ઓળખાય છે. મહમૂદ ગિઝનીના પછી લગભગ બસે વરસે શાહબુદ્દીન ઘોરી સુલતાન થયો. તેણે પણુ મહમૂદ ગિઝની માફક હિન્દુસ્તાન ઉપર ઘણી સ્વારીઓ કરી.

એણે હિન્દુસ્તાન ઉપર સ્વારીઓ કરી ત્યારે દિલ્હીમાં અનંગપાળ તોમાર–તુંવાર, અજમેરમાં સોમેશ્વર ચોહાણુ, કનોજમાં વિજયપાળ રાઠોડ રાજ્ય કરતા હતા. આ સિવાય ચિતોડમાં રાણા રામસિંહ અને આબુમાં જેતસી પરમારનાં મુખ્ય રાજ્યો હતાં. આ રાજ્યો માંહોમાંહેના કુસંપથી લડી નબળાં પડયાં અને તેનાં માઠાં પરિણામ તેમને જ ભોગવવાં પડયાં.

### પૃથ્વીરાજ

દિલ્હીના રાજા અનંગપાળને બે દિકરી હતી. મોટી કમળાદેવી અજમેરના સોમેશ્વર ચોહાણુ વેરે અને નાની રૂપસુંદરી કનોજના

વિજયપાળ વેરે દીધી હતી. કમળાદેવીને પેટે પૃથ્વીરાજનો અને રૂપસુંદરીને પેટે જયચંદનો જન્મ થયો. પૃથ્વીરાજ નાનપણથી જ અનંગપાળના દરબારમાં ઉછરી મોટો થયો હતો. તે ઘણો બળવાન, શૂરો, શબ્દવેધી તીરંદાજ, ઘોડે બેસવામાં અને તરવારના પટા .ખેલવામાં એક્કો હતો. વળી તે સુંદર, હસમુખો, ચપલ અને આનંદી હતો. જયચંદ તેનાથી મોટો હતો પણ તેના જેવો બહાદુર અને હોંશિયાર નહોતો; એટલે સ્વાભાવિક રીતે જ અનંગપાળનું મન આ નાનકડા દૌહિત્રે જીતી લીધું હતું. પૃથ્વીરાજ ચોહાણોને અને તુંવારોને આંખની કીકી સમાન વહાલો હતો. અનંગપાળને પુત્ર હોત તો તે દિલ્હીની ગાદીએ બેસત; પણ તેને પુત્ર ન હોવાથી તેણે પોતાના વહાલા દૌહિત્ર પૃથ્વીરાજને પોતાની ગાદીએ બેસાડયો, અને પોતે બદ્રિકાશ્રમ તપ કરવા ચાલ્યો ગયો. આથી જયચંદને પૃથ્વીરાજની અદેખાઈ થઈ.

### થાણેશ્વરનું યુદ્ધ

પૃથ્વીરાજ દિલ્હીની ગાદીએ બેઠો કે તરત જ શાહબુદ્દીન ઘોરી મોટું લશ્કર લઈ હિન્દુસ્તાન ઉપર ચઢી આવ્યો; દિલ્હીની ઉત્તરે આવેલા થાણેશ્વરના વિશાળ મેદાનમાં હિન્દુમુસલમાન લશ્કરનો ભેટો થયો. તેમાં પૃથ્વીરાજની સરદારી નીચે રજપૂત શૂરવીરોએ શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો અને અફઘાનોને નસાડી મૂકયા. ઘણા અફઘાનો માર્યા ગયા. શાહબુદ્દીન ઘોરી પણ સખ્ત ઘાયલ થયો; અને બચ્યા તેટલા માણસો લઈ તે માંડ માંડ સિંધુ નદી ઉતરી પોતાને દેશ પાછો ગયો.

### પૃથ્વીરાજ અને જયચંદ

પૃથ્વીરાજ અને જયચંદ મસીઆઈ ભાઈ થતા હતા. અનંગપાળે જયચંદને રાજ્ય નહિ આપતાં, પૃથ્વીરાજને આપ્યું તેથી જયચંદ તેની ઉપર બળી રહ્યો હતો. પ્રાચીન કાળમાં જેમ ક્ષત્રિયો રાજસૂય યજ્ઞ કરતા હતા તેમ જયચંદે યજ્ઞ કર્યો. આ યજ્ઞ માટે તેણે હિન્દુસ્તાનના બધા સરદારો અને રાજાઓને બોલાવ્યા.

## સંયુક્તા સ્વયંવર

જયચંદને સંયુક્તા નામે ખુબસુરત કન્યા હતી. તેના સ્વયંવરની ગોઠવણ રાજસૂય યજ્ઞની સાથે જ કરવામાં આવી હતી. તે પ્રસંગે અનેક રાજાઓ ભેગા થયા હતા. દરેકના મનમાં એમ હતું કે કુંવરી મને પરણશે. કનોજનો વિશાળ દરબાર ખીચોખીચ ભરાયો અને રાજાઓ માટે બેઠકો મુકરર કરવામાં આવી. પૃથ્વીરાજ ન આવવાથી તેનું સોનાનું પુતળું દ્વારપાળની જગા ઉપર મૂકવામાં આવ્યું. આથી બધા રાજાઓને હસવું આવ્યું. પણ તેઓ જાણતા હતા કે પૃથ્વીરાજ આ અપમાનનો બદલો લીધા વગર રહેવાનો નથી.

વખત થતાં રાજકન્યા વરમાળા લઈ પોતાની જાતે વર પસંદ કરવા આવી, અને પૃથ્વીરાજના પુતળાને વરમાળા પહેરાવી. તેણે વરમાળા પહેરાવી કે તરત જ છુપા વેશમાં પાસે જ ઉભેલો પૃથ્વીરાજ એકદમ આવ્યો ને કુંવરીને પોતાની બાથમાં લઈ તે શહેર બહાર નીકળી ગયો. ત્યાં તૈયાર રાખેલા ઘોડા ઉપર બેસાડી તેણે દિલ્હી તરફ ઘોડો દોડાવી મૂકયો. પૃથ્વીરાજ ને સંયુક્તા દિલ્હી સહીસલામત પહોંચી ગયા, અને ત્યાં પૃથ્વીરાજ ઘણા ઠાઠથી સંયુક્તાને પરણ્યો.

## શાહબુદ્દીન ઘોરીની ચઢાઈ

ત્યાર પછી પૃથ્વીરાજે સંયુક્તા સાથે બારેક માસ મોજશોખમાં ગુજાર્યા. તેણે રાજ્ય તરફ કંઈ લક્ષ આપ્યું નહિ. જયચંદ પોતાની કન્યાનું હરણ થવાથી તેની ઉપર બળી રહ્યો હતો. તેણે જાણ્યું કે બળ વાપરીને હું પૃથ્વીરાજને હરાવી શકાશ નહિ. તેથી તેણે ક્રોધથી બળી રહેલા પોતાના હૃદયને ઠારવા માટે એક અતિ નીચ, હલકું અને શૂરવીરને ન શોભે તેવું કામ કર્યું. તેણે એક કાગળ લખીને શાહબુદ્દીન ઘોરીને દિલ્હીપર એકવાર ફરીથી હલ્લો કરવા બોલાવ્યો. લડવાની તૈયારી બરાબર થઈ રહી એટલે તે ૧૨૦૦૦૦ અશ્વધારીનું જબરૂં લશ્કર લઈ દિલ્હી ઉપર

ચઢી આવ્યો. પૃથ્વીરાજ અને શાહબુદ્દીન વચ્ચે ભારે સંગ્રામ થયો. આમાં પૃથ્વીરાજ મરાયો અને લશ્કરમાં ભંગાણ પડયું. તેના બધા શુરવીરો માર્યા ગયા.

આ લડાઈના અંતે દિલ્હી, અજમેર, કનોજ, અને કાશી મુસલમાનોના હાથમાં ગયાં. શાહબુદ્દીન લૂંટનું ધન એકઠું કરી, કુત્બુદ્દીન નામના સરદારને જીતાયલો મુલક સોંપી પાછો સ્વદેશ ગયો. ઈ. સ. ૧૨૦૬માં શાહબુદ્દીન ઘોરીના મરણ પછી એ કુત્બુદ્દીન ઉત્તર હિન્દનો સ્વતંત્ર બાદશાહ બન્યો. આ પ્રમાણે હિન્દુસ્તાનમાં મુસલમાની રાજ્ય ૧૩મા સૈકામાં સ્થપાયું.

## ગુલામ વંશ-ઈ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦

ગુલામ વંશના દશ રાજાઓ થયા, જેમાંના છ રાજાઓનો ઇતિહાસ જાણવા જેવો છે.

(૧) કુત્બુદ્દીને ઈ. સ. ૧૨૦૬ થી ૧૨૧૦ સુધી રાજ્ય કર્યું. એ નાનપણમાં ગુલામ હતો તેથી એના વંશના રાજાઓ ગુલામ વંશના કહેવાયા. તે બહાદુર લડવૈયો તથા કાબેલ સરદાર હતો. હિન્દુઓ તરફ તે ઘાતકી રીતે વર્ત્યો હતો. તેણે દિલ્હી પાસે પોતાના નામથી કુતુબ મિનારો બંધાવ્યો હતો. આ મિનારો દુનિયામાં સૌથી ઉંચો છે. તેની ઉંચાઈ ૨૫૦ ફુટની છે.

(૨) અલ્તમશે ઇ. સ. ૧૨૧૦ થી ૧૨૩૬ સુધી રાજ્ય કર્યું. આ રાજા આ વંશમાં સૌથી સમર્થ થઈ ગયો. એણે ગ્વાલિયર અને માળવાના રજપૂતો સાથે છ વર્ષ લડાઈ કરી તેમને વશ કર્યા.

(૩) રઝીયા બેગમ ઈ. સ. ૧૨૩૬ થી ૧૨૩૯ સુધી દિલ્હીની ગાદીએ હતી. તે બહુ બહાદુર, ભણેલી અને ઉદ્યોગી હતી. બુરખો રાખ્યા વિના મરદાની પોષાક પહેરી ખુલ્લા દરબારમાં બેસી રાજ્યકારભાર

ચલાવતી. એક હબસી ગુલામપર તેની મહેરબાની થવાથી તેના સરદારો સામા થયા અને રજીયા બેગમ બળવામાં મરણ પામી. દિલ્હીની ગાદીએ આ એક જ સ્ત્રીએ રાજ્ય કર્યું છે.

(૪) નાઝિરૂદ્દીન ઈ. સ. ૧૨૪૬ થી ૧૨૬૬. આ ભલો રાજા રાજકાજનો બોજો વઝીરને માથે મૂકી ફકીરની ધાર્મિક જીંદગી ગુજારતો હતો. નાઝિરૂદ્દીન ઘણો સાદો હતો. પોતાના હાથે કુરાનની નકલો લખી, તેમાંથી જે કાંઈ મળતું તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતો.

(૫) બલબન ઈ. સ. ૧૨૬૬ થી ૧૨૮૭. નાઝિરૂદ્દીન અપુત્ર મરણ પામવાથી તેનો વઝીર બલબન નામ ધારણ કરી ગાદીએ બેઠો. હિંદુઓ તરફ તે ઘાતકી રીતે વર્તતો હતો. મેવાડ ઉપર સ્વારી કરીને એક લાખ માણસને ઘણી ક્રૂરતાથી એણે મારી નાખ્યા હતા. આ બાદશાહ ઘાતકી છતાં ઘણો ઉદાર અને બુદ્ધિશાળી હતો. બલબન પુત્રશોકથી ૮૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર કૈકુબાદ ગાદીએ આવ્યો.

(૬) કૈકુબાદ ઇ. સ. ૧૨૮૭ થી ૧૨૯૦. આ બાદશાહ બદફેલીમાં પડયો રહેતો હતો. તેથી તેના વઝીર જલાલુદ્દીને તેને મારી નાખ્યો અને પોતે બાદશાહ થયો. એ જલાલુદ્દીન ખીલજી વંશનો હોવાથી તેના વંશના બાદશાહો ખીલજી કહેવાયા.

## ખીલજી વંશ–ઈ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦

(૧) જલાલુદ્દીન ઇ. સ. ૧૨૯૦ થી ૧૨૯૫. આ બાદશાહ પોતાની ૭૦ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો હતો. તે ઘણો ભલો અને દયાળુ હતો. તેના વખતમાં તેના ભત્રીજા અલાઉદ્દીને દક્ષિણમાં સ્વારી કરી અને દેવગિરિના રાજા રામદેવને હરાવી, કેટલોક મુલક સર કરી, પુષ્કળ દોલત

લૂંટીને તે દિલ્હી તરફ પાછો ફર્યો. એ અલાઉદ્દીને બુઢ્ઢા બાદશાહને ભેટતી વખતે છાતીમાં કટાર ખોસી મારી નાખ્યો. ત્યારબાદ જલાલુદ્દીનના બીજા બે છોકરાને મારી નંખાવી પોતે બાદશાહ બન્યો.

( ૨ ) અલાઉદ્દીન ઈ. સ. ૧૨૯૫ થી ૧૩૧૫. આ બાદશાહ આખા ખીલજી વંશમાં સૌથી બળવાન હતો. પણ તે બહુ ઘાતકી હોવાથી ખુની તરીકે ઓળખાય છે. ગુજરાતના રાજા કરણઘેલાને હરાવી એણે ગુજરાત જીતી લીધું. ત્યારપછી તેણે ચિતોડગઢ ઉપર સ્વારી કરી, પણ ચિતોડ જીતાયું ન હતું. એના વખતમાં એના સરદાર કાફુરે બાદશાહની આણ દક્ષિણ હિંદમાં ફેરવી હતી. એ કાફુરે પાછળથી બાદશાહને ઝેર દઈ મારી નાંખ્યો, અને બાદશાહના બે પુત્રોની આંખો ફોડી નંખાવી. પરંતુ બાદશાહના ઉમરાવોએ એ કાફુરને મારી નાંખી ત્રીજા પુત્ર મુબારકને ગાદીએ બેસાડયો.

( ૩ ) મુબારક ઈ. સ. ૧૩૧૫ થી ૧૩૨૦. આ બાદશાહ ઘણો દુષ્ટ અને ખરાબ ચાલનો હતો. તેણે દક્ષિણના રાજા હરપાળની જીવતા ચામડી ઉતરાવી હતી. એના વઝીર ખુશરૂખાને રાજ્યલોભથી બાદશાહને તથા ખીલજી વંશના તમામ માણસોને મારી નંખાવ્યા, અને પોતે ઈ. સ. ૧૩૨૦ માં ગાદીએ ચઢી બેઠો. પરંતુ મુસલમાનો તેની સામા થયા, અને પંજાબનો સુબો ગ્યાસુદ્દીન તઘલખ ચઢી આવ્યો. તેણે ખુશરૂને હરાવી મારી નાંખ્યો અને પોતે ગાદીએ બેઠો.

માણસ સ્વાર્થ અને લોભને લીધે ગમે તેવા નીચ કૃત્યો કરે છે પણ તેનો બદલો પરમેશ્વર તેને આપ્યા વિના રહેતો નથી. એ અચૂક ન્યાય ખીલજી વંશના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે. દરેક બાદશાહે ખુન કરી રાજ્ય મેળવ્યું પણ તે દરેકનું ખુન થઈ તેના હાથમાંથી રાજ્ય ગયું.

# તઘલખ, સૈયદ, અને લોદી વંશો

## (૧૩૨૦-૧૪૧૪-૧૪૫૦-૧૫૨૬)

### તઘલખ વંશ, ઇ. સ. ૧૩૨૦ થી ૧૪૧૪

(૧) ગ્યાસુદ્દીન ઈ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫. આ બાદશાહના વખતમાં રાજ્યની વ્યવસ્થા ઘણી સારી હતી. તેના દીકરા જુમાખાને તૈલંગણુ ઉપર સ્વારી કરી વરંગુળ જીત્યું. ત્યાર પછી લાકડાનો માંડવો તૂટી પડતાં ગ્યાસુદ્દીન ચગદાઇને મરણ પામ્યો.

(૨) મુહમ્મદ ઈ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧. આ બાદશાહ ઘણો બુદ્ધિશાળી અને દૃઢ વિચારનો હતો. પરંતુ તે બહુ મમતી હોવાથી તેનામાં એક પ્રકારની ગાંડાઇ હતી. તેણે રાજ્ય વધારવાના ગાંડા ગાંડા વિચારો કરી ઘણા માણુસોનો નકામો નાશ કર્યો હતો. તે જાતે દારૂના વ્યસનમાંથી મુક્ત હતો. તેના ગાંડા અને જુલ્મી કૃત્યોને લીધે પાદશાહત નબળી પડી જવાથી ઘણાં રાજ્યો સ્વતંત્ર થઇ ગયા. જ્યારે તે મરણુ પામ્યો ત્યારે અયોધ્યા, ગુજરાત અને સિંધમાં બળવા થયા હતા. તે પહેલાં બંગાળા તેમજ દક્ષિણુ સ્વતંત્ર થયાં હતાં.

(૩) ફિરોઝશાહ ઈ. સ. ૧૩૫૧ થી ૧૩૮૮. આ બાદશાહે લોકો ઉપરના જુલમી કરો કાઢી નાંખ્યા, અને લોકોપયોગી ઘણાં કામો કર્યાં. એના મરણુ પછી એની પછીના રાજાઓથી અયોધ્યા, માળવા અને ગુજરાતના પ્રાંતો જળવાયા નહિ તેથી તે બધાં એક પછી એક સ્વતંત્ર થયાં. આ વંશનો છેલ્લો બાદશાહ મહમૂદ તઘલખ હતો.

(૪) મહમૂદ ઈ. સ. ૧૩૯૪ થી ૧૪૧૪. આ બાદશાહના તાબામાં ફક્ત દિલ્હી જ રહ્યું હતું અને રાજ્યમાં ચારે તરફ અંધેર વ્યાપી રહ્યું હતું. તેના વખતમાં મધ્ય એશિયામાંથી લંગડા તૈમુરે હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરી. તે જ્યાં ગયો ત્યાં લૂંટફાટ ને કતલ કરતો ગયો. તૈમુર

દિલ્હીમાં આવ્યો ત્યારે મહમૂદ ગુજરાતમાં નાસી ગયો હતો. તૈમુરે દિલ્હી લૂંટયું, અને અઢળક ધન લઈ પાછો ફર્યો. એના ગયા પછી મહમૂદે પાછા આવી લગભગ બાર વર્ષ રાજ્ય કર્યું. એટલામાં પંજાબના સુબા ખીજરખાંએ દિલ્હી ઉપર સ્વારી કરી મહમૂદને હરાવી તઘલખ વંશનો અંત આણ્યો અને પોતે ગાદીએ બેઠો.

## સૈયદ વંશ, ઈ. સ. ૧૪૧૪ થી ૧૪૫૦

ઈ. સ. ૧૪૧૪ માં પંજાબના સુબા ખીજરખાંએ દિલ્હી જીતી સૈયદ વંશ સ્થાપ્યો. એ વંશના ચારે રાજા ઘણા નબળા હતા. ઈ. સ. ૧૪૫૦ માં લાહોરના સુબા બહિલોલ લોદીએ એ વંશનો અંત આણ્યો.

## લોદી વંશ ઈ. સ. ૧૪૫૦ થી ૧૫૨૬

બહિલોલ લોદીએ જુવાનપુરનું રાજ્ય જીતી લીધું અને રાજ્યનો થોડો વિસ્તાર વધાર્યો. તે ઈ. સ. ૧૪૮૮ માં મરી ગયો. તેના પછી તેનો પુત્ર સિકંદર લોદી ગાદીએ બેઠો. સિકંદર લોદીએ પોતાના વખતમાં બિહાર પ્રાંત જીત્યો. હિન્દુઓ પ્રતિ તે બહુ ઘાતકી રીતે વર્ત્યો. તેણે ઘણાં દહેરાં અને મૂર્તિઓનો નાશ કર્યો. તે ઈ. સ. ૧૫૧૭ માં મરી ગયો. તેની પછી તેનો પુત્ર ઈબ્રાહીમ લોદી ગાદીએ આવ્યો. અમીરો સાથે એને અણબનાવ થઈ જવાથી તેઓ વારંવાર બંડ કરતા, અને બાદશાહ તેમને ઘણી નિર્દય શિક્ષા કરતો. છેવટે પંજાબના સુબા દોલતખાન લોદીએ દિલ્હી જીતવા કાબુલના બાદશાહ બાબરને કહેણ મોકલ્યું. હિંદુસ્તાનપર ચઢાઈ કરવાની મળેલી આ તકનો બાબરે ખુશીથી લાભ લીધો. બાબર હિન્દપર ઈ. સ. ૧૫૨૬માં ચઢી આવ્યો અને ઈબ્રાહીમ લોદીને પાણીપતના મેદાનમાં હરાવી દિલ્હીનો કબજો લીધો. આ રીતે મુગલાઈ રાજ્યની હિન્દમાં સ્થાપના થઈ.

# ભાગ–૨ જો

# મુગલ વંશનો ઈતિહાસ

## પ્રકરણ–૧ લું

## મુગલ સામ્રાજ્યની સ્થાપના

### ૧. બાબર ઈ. સ. ૧૫૨૬–૩૦

### બાબર આવ્યા પહેલાની હિન્દની રાજકીય સ્થિતિ

બાબર હિન્દમાં દાખલ થયો ત્યારે હિન્દની રાજકીય સ્થિતિમાં અંધેર પ્રવર્તી રહ્યું હતું. દિલ્હીનું સામ્રાજ્ય તો ભાંગીને ભૂકો જ થઇ પડયું હતું. જ્યાં ને ત્યાં દિલ્હીના અસ્ત પામતા સામ્રાજ્યનો લાભ લઇ મુસલમાન સુબાઓ સ્વતંત્ર થઇ પડ્યા હતા. રજપૂત રાજાઓ પણ પોતાની સત્તા જમાવવા મચી રહ્યા હતા. દક્ષિણમાં બ્રાહ્મણી સુલતાનો રાજ્ય જમાવી પડ્યા હતા. વિજયનગરનું બળવાન હિન્દુ રાજ્ય પણ ત્યાં જ હતું. બંગાળા અને બિહાર પઠાણ સુબાઓના સ્વતંત્ર અધિકાર નીચે હતાં. ગુજરાતમાં માળવાને જીતી બહાદુરશાહ કોઇને ન ગણકારતો પડયો હતો. ઓરિસામાં પણ બળવાન હિન્દુ રાજ્ય હતું, અને રજપૂતાનામાં નાના નાના હિન્દુ રાજાઓનું સંગઠન જમાવી રાણો સંગ હિન્દુ સત્તાને જમાવવાની તક સાધી રહ્યો હતો. આ સંજોગોમાં ઇબ્રાહીમ લોદીના કાકાએ બંડ જગાડયું.

### પાણીપતની લડાઈ ૧૫૨૬

તેણે બાબર નામના મુગલ સરદારને ઇબ્રાહીમ વિરૂદ્ધ ઉશ્કેર્યો. સાહસિક બાબરે એ તકને વધાવી લીધી. પોતાનું ખડતલ અને કસાયેલું પહાડી

લશ્કર લઇ બાબર ઈ. સ. ૧૫૨૪માં હિંદમાં દાખલ થયો અને પહેલા ઝપાટે જ લાહોરનો કબજો લીધો. પછી તરત જ બે વર્ષે પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદી સાથે જંગ માંડયો. એ યુદ્ધમાં ઇબ્રાહીમે જીંદગી અને રાજપાટ ગુમાવ્યાં. પાણીપતના આ વિગ્રહને અંતે લોદી વંશના હાથમાંની તમામ સત્તા બાબરના હાથમાં આવી.

## બાબરનો જીવન ઈતિહાસ

દિલ્હીને રીબાવીને લૂંટનાર તૈમુર લંગડાની છઠ્ઠી પેઢીએ બાબરનો જન્મ ઈ. સ. ૧૪૮૨ માં થયો હતો. બાબરનો બાપ મધ્ય એશિયામાં આવેલી આમુર અને સિરદરીઆ નદી વચ્ચેના પ્રદેશમાં રાજ્ય કરતો હતો. બાબરની મા ચંધીઝખાન મુગલના વંશની હતી. ચંધીઝખાને પણ ઈ. સ. ૧૨૧૯ માં હિન્દ ઉપર સ્વારી કરી અઢળક ધન લૂંટયું હતું; માના મુગલ કુળ ઉપરથી જ બાબરને મુગલ કુળનો ગણવામાં આવે છે. પન્દર વર્ષની બાળવયે રાજ્યની લગામ બાબરના હાથમાં આવી અને તે જ બાળવયથી માંડી લગભગ ૩૫ વર્ષ જંગના મર્દાની ખેલો ખેલવામાં જ એને રોકાઈ રહેવું પડયું હતું. રાજ્યની લગામ હાથમાં આવી ન આવી એટલામાં એને બાપીકું રાજ્ય છોડી નાસી જવું પડયું. ત્રણ વખત એણે સમરકંદ જીત્યું અને ત્રણ વખત એને એ છોડી નાસી જવું પડયું. દુશ્મનો એનો પીછો જ્યાં હોય ત્યાં પકડતા. દુશ્મનોના ભયમાંથી બચવાને આઠ આઠ વર્ષના લાંબા કાળ સુધી એને એક જગ્યાએથી બીજી જગ્યાએ નાસભાગ કરવી પડી. એનો જાન ક્યાંઈ સલામત ન હતો. પોતાની જન્મભૂમિમાં જ રાજ્ય કરવાને માટે એણે અપરંપાર દુઃખો વેઠયાં, અસંખ્ય જહેમતો ઉઠાવી; પણ જ્યારે જોયું કે પોતે ફાવશે જ નહિ ત્યારે ઈ. સ. ૧૫૦૪ માં એણે કાબુલ શહેરનો કબજો લીધો અને ત્યાં જ રાજ્ય કરવા લાગ્યો. કાબુલમાં એણે ૨૨ વર્ષ રાજ્ય કર્યું. પરંતુ તે લાંબા ગાળા દરમિયાન એને જંપીને બેસવાનો વખત આવ્યો ન હતો. હિન્દમાં આવવાનું નિમંત્રણ થયું

કે તરત જ એણે ભવિષ્યની હાડમારીનો વિચાર સરખો પણ કર્યા વિના ઝંપલાવ્યું.

બાબર શરીરે કદાવર અને મજબુત બાંધાનો હતો. એના અંગેઅંગ કસાએલાં હતાં. જુવાનીમાં અસંખ્ય સાહસોમાં ઝંપલાવ્યા પછી પણ એની શારીરિક શક્તિ એટલી બધી હતી કે બે બગલમાં બે મજબૂત મરદોને પકડીને ગઢની સાંકડી પાળ ઉપર તે દોડી શકતો હતો.

## બાબર અને રાણો સંગ

બાબર દિલ્હીના સમ્રાટ તરીકે જાહેર થયા પછી રાજ્યની વ્યવસ્થા કરવાનું જબ્બર કામ એને આટોપવાનું હતું. જ્યાંત્યાં સ્વતંત્ર થઈ પડેલા સુબાઓ માથું ઉંચકીને પડયા હતા. પ્રથમ તો બાબરે પોતાના પુત્ર હુમાયુંને લશ્કર આપી જુઆનપુરના સુબાને વશ કરવા મોકલ્યો અને એ સુબો બહાદુર મુગલાઈ લશ્કરને મચક આપી તાબે થઈ ગયો. પછી બીજા સુબાઓને વશ કરવાનો બાબર વિચાર કરે છે એટલામાં એક લાખ પાયદળ અને ચુંટી કાઢેલા રજપૂત સવારોને લઇ રાણોસંગ ફતેહપુરસીક્રી પાસે બાબરને મળ્યો. ખુનખાર લડાઇ જામી; રજપૂતો જીવસટોસટ આવી લડ્યા. પહેલા જ હુમલામાં રાણા સંગે બાબરના અડગ સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. મુગલ લશ્કરે નાસભાગ કરી મૂકી અને બહાદૂર બાબર પણ ઘડીભર હિંમત હારી બેઠો. દિલ્હી છોડી જવાનો સમય પાસે આવતો જોઇ બાબરે હિંમત પકડી. 'અલ્લાહો અકબર' કરી એક વખત તો અંત સુધી ઝુઝવું જ જોઇએ એવો નિશ્ચય કરી નાસીપાસ થયેલા લશ્કરને એણે પાછું ગોઠવ્યું. બાબરની હિંમતે એના સૈન્યમાં નવા જ પ્રાણ ફૂંકાયા. કહેવાય છે કે ચંદેરીનો હિન્દુ રાજા જે રાણા સંગની મદદે આવ્યો હતો, તે બાબરની યુક્તિથી ફૂટયો. એટલે નાસીપાસ થયેલા મુગલો જાન ઉપર આવી મરણીઆ થઈ રજપૂતો જોડે આથડ્યા અને સાંજ પડતામાં તો રજપૂતોને વેરણ ખેરણ કરી નાખી વિજયનો ડંકો વગાડયો. આ ફતેહપુરસીક્રીનું યુદ્ધ ઈ. સ.

૧૫૨૭માં થયું હતું. ત્યાર પછી ઈ. સ. ૧૫૨૮માં ચંદેરીનો અજય કિલ્લો સર કરી રજપૂતાનામાં બાબરે પોતાની આણ વર્તાવી. બીજા બે વર્ષમાં બિહાર અને બંગાળાના સુબાઓને પણ એણે તાબે કર્યા.

## બાબરનું મૃત્યુ

દિલ્હીના સામ્રાજ્યની સ્થિતિ મજબૂત કરે તે પહેલા તો બાબરનો દેહ પડયો. યુવાવસ્થાની ભોગવેલી હાડમારીઓથી જીર્ણ થયેલું બાબરનું શરીર હિન્દના નવાં હવાપાણીમાં અને નવી હાડમારીમાં વધારે જીર્ણ થતું ચાલ્યું. ઈ. સ. ૧૫૩૦માં આગ્રામાં એણે દેહ છોડયો.

બાબરના મૃત્યુ વિષે એની નોંધપોથીના એક ભાગમાં ચમત્કારિક કથા માલમ પડે છે. પોતાનો વહાલો પુત્ર હુમાયું તાવની બીમારીમાં મરણ પથારીએ પડયો હતો. પિતાનું હૈયું પુત્રના દુઃખે કકળી ઉઠયું. બાબરે પોતાના પુત્રના પલંગના ઓશીકે જઈ ત્રણ ફેરા પલંગ આસપાસ ફરતાં ગંભીર મુખે, "ઓ ઇશ્વર, મારા પુત્રનું સઘળું દુઃખ મને આપ," એવી દીન યાચના ઉચ્ચારી. બીજે જ દિવસથી ચમત્કાર જણાયો. પુત્ર, વ્યાધિના દુઃખથી મુક્ત થતો ગયો અને પિતા માંદો પડયો અને મૃત્યુ પામ્યો. ધન્ય છે બાબરના પુત્રપ્રેમને!

## બાબરનું ચારિત્ર્ય

બાબર વિદ્યાનો શોખીન અને વિદ્વાનોનો સહચારી હતો. પોતાની નિત્યનોંધના લખાણમાં પોતે એક કવિ હોય એની સાબિતી આપી છે. યુદ્ધમાં અડગ, વિપત્તિમાં વીર, સદાય નિર્ભય, એ સિંહ સમો રાજતો. પિતા તરીકે, રાજા તરીકે, સેનાનાયક તરીકે, એનું હૈયું પ્રેમાળ હતું. નિરાશા એના હૃદયને સ્પર્શી શકતી ન હતી. જય કે પરાજયમાં એ એકસરખું જ આનંદી મન રાખી શકતો હતો. સૈનિકોમાં એ ઘણો જ વ્હાલો હતો. સૈનિકોની સગવડતા સાચવ્યા પહેલા પોતે કદી કોઇ સગવડનો લાભ ન લેતો. ન્યાય આપવામાં એ ઘણો જ ચતુર, અને

પ્રમાણિક હતો. સંપીને રહેવા વિષે એ બહુ ભાર મૂકતો. મરવા પહેલા છેલ્લા શ્વાસે પણ એ પોતાના પુત્રોને અને અમીર ઉમરાવોને સંપીને રહેવાનું કહી ગયો હતો.

## ૨. હુમાયું ઇ. સ. ૧૫૩૦-૪૦

મુગલ સામ્રાજ્ય સ્થાપનાર બાબરને ચાર પુત્રો હતા. તેમાં હુમાયું સૌથી મોટો હતો. એથી બાબરના મૃત્યુ પછી હુમાયું ગાદીએ આવ્યો.

### હુમાયુંના બે શત્રુઓ

હુમાયું ગાદીએ આવ્યો ત્યારે મુગલ સત્તાની આણ નીચે નહિ આવેલા એવા તો ઘણા ય સુબાઓ સ્વતંત્રપણે પોતપોતાનું રાજ્ય ચલાવી રહ્યા હતા; પરંતુ એ બધા ય સુબાઓમાંથી હુમાયું સામે માથું ઉંચકી શકે એવા તો ફક્ત બે જ હતા. એક માળવાને જીતી મસ્ત બની ગયેલો ગુજરાતનો બહાદુરશાહ અને બીજો પોતાની સત્તાનો દોર બંગાળામાં નિરંકુશ વધાર્યે જતો, વનકેસરી સમો બિહારનો સુબો શેરશાહ. આ બન્ને શત્રુઓને દમ્યા વિના મુગલ સત્તાની આણ હિન્દુસ્તાનમાં વર્તી શકે તેમ હતું જ નહિ.

### હુમાયુંના વિફળ પ્રયત્નો અને હાર

પ્રથમ હુમાયું બળ જમાવી ગુજરાતના સુબા બહાદુરશાહ ઉપર ધસ્યો અને બહાદુરશાહને હરાવી નસાડી મૂકયો. હુમાયું થોડો વખત ગુજરાતમાં રહ્યો અને એ દરમિયાન ચાંપાનેરનો અજેય ગણાતો કિલ્લો પણ એણે સર કર્યો; પરંતુ ગુજરાતમાં રહ્યા છતાં એ વિલાસી અને અસ્થિર મનના હુમાયુંએ પોતાની સત્તા ગુજરાતમાં જમાવી દેવાનો પ્રયત્ન જ ન કર્યો. એવામાં એને ગુજરાત છોડી પૂર્વમાં શેરશાહના વધતાં જતાં જોરને નરમ પાડવા જવું પડ્યું. શેરશાહ પૂર સપાટે પોતાના રાજ્યની હદ વધાર્યે જ જતો હતો. જો એને સત્તા વધારતો

-અટકાવવામાં ન આવે તો પોતાનું સમગ્ર બળ એકઠું કરી એ શેરશાહ દિલ્હી ઉપર પણ હલ્લો કરશે એવી ભીતિ લાગવાથી જ હુમાયુંને ગુજરાત છોડી શેરશાહ સામે જવું પડયું. આ બાજુ ગુજરાતમાં હુમાયુંની ગેરહાજરી પડી કે તરત જ બહાદુરશાહે આવી પોતાના હાથમાંથી ગયેલી સત્તા પાછી મેળવી લીધી.

હુમાયુંને આવતો સાંભળી શેરશાહ લુચ્ચાઇથી પાછો હઠયો અને પોતે હુમાયુંથી ડરે છે એવો ડોળ કરી ચુનારનો કિલ્લો વિના યુધ્ધે હુમાયુંના હાથમાં જવા દીધો. હુમાયું તો પોતાની સહજ જીતથી ફુલાવા લાગ્યો. શેરશાહની વધી પડેલી સત્તા તોડી નાખવા એણે કશા જ પ્રયત્નો ન કર્યા. એથી હુમાયુંની આળસનો લાભ શેરશાહે લેવાય તેટલો લીધો અને સંપૂર્ણ તૈયારી કરી એ હુમાયુંની સાથે યુદ્ધમાં ઉતર્યો. ઉપરાઉપરી બે લડાઇમાં–એક ચૌસાની અને બીજી કનોજની– હુમાયુંએ સજ્જડ હાર ખાધી. કનોજની લડાઇમાંથી તો હુમાયુંને ઉભી પૂંછડીએ નાસવું પડયું હતું. એ વખતે ગંગામાં પડી જાન બચાવવા જતાં જાન જવાના અણીના પ્રસંગે એક ભીસ્તીએ હુમાયુને ઉગારી લીધેલ હતો. હુમાયું દિલ્હી પહોંચી કાંઇપણ તૈયારી કરે તે પહેલાં તો શેરશાહ દિલ્હી ઉપર તોપનો મારો ચલાવવા અને દિલ્હીનું તખ્ત હુમાયુંના હાથમાંથી ઝુંટવી લેવા તરત જ આવી પહોંચ્યો. આ પ્રમાણે હુમાયુંને બધા રસ્તાઓ ઘેરાયેલા લાગવાથી રાતોરાત દિલ્હી છોડી લાહોર તરફ નાસી જવું પડયું. એ સમયે એની સંગાથે પોતાની વ્હાલી બેગમ હમિદા અને થોડાએક વફાદાર નોકરો હતા.

## હુમાયુંની નાશભાગ અને આપત્તિ

લાહોરમાં રહેતા પોતાના ભાઇ પાસે લશ્કરી મદદની આશાએ હુમાયું લાહોર ગયો. પણ એના ભાઇએ એના દુ:ખની પરવા જ ન કરી તો મદદ આપવાની વાત તો શેનો જ કરે. લાહોરથી નાસીપાસ થઇ હુમાયું– એક વખતનો દિલ્હીનો નામીચો શહેનશાહ–નિરાધાર પ્રવાસી જેવો

અહીંતહીં આશ્રય અને મદદ માટે ભટકતો રજપૂતાનામાં દાખલ થયો. રજપૂતાનામાં ઠેરઠેર હુમાયું આશ્રય માટે આથડયો. એ અથડામણમાં એને રોટલો મળવોયે મુશ્કેલ થવા લાગ્યો ત્યારે નિરાશ થઇ હુમાયું ભર તાપના દિવસોમાં રણ ઓળંગી મહામુશીબતે સિંધમાં દાખલ થઇ ઉમરકોટમાં થોડાક દિવસ રહ્યો. ઉમરકોટમાં બેગમ હમિદાએ પુત્રરત્ન અકબરને જન્મ આપ્યો, ઇ. સ. ૧૫૪૨. ત્યાંથી સિંધ ઓળંગી હુમાયું કંદહારમાં પોતાના બીજા ભાઈ પાસે ગયો. પરંતુ ત્યાં પણ એને કોઇ પ્રકારની મદદ મળવાને બદલે અડચણો જ વેઠવી પડી. આખરે સર્વથી કંટાળી હુમાયું ઈરાનના શાહ તહમસ્પના આશ્રય નીચે ગયો.

## ૩. સુરવંશના બાદશાહો–ઈ. સ. ૧૫૪૦–૫૫

### શેરશાહ

હુમાયુંને ઇરાનના શાહના દરબારમાં મૂકી આપણે દિલ્હીમાં જે રાજ્યપરિવર્તન થયું તે તરફ નજર ફેરવીએ. દિલ્હીનો કબજો લીધા પછી શેરશાહે પોતાને શહેનશાહ તરીકે જાહેર કરી રાજ્ય ચલાવવા માંડયું.

ઈ. સ. ૧૫૪૨માં શેરશાહે માળવા ઉપર ચઢાઈ કરી એ દેશને જીત્યો. ઈ. સ. ૧૫૪૪માં પોતે મારવાડ ઉપર ચઢાઇ લઇ ગયો. ત્યાં એને બહુ હાડમારી વેઠવી પડી. મારવાડનો ઉજડ મુલક જીતવા જતાં સોના કરતાં ઘડામણ મોંઘું પડયું. મહામહેનતે ચિતોડ પડયું અને મારવાડ એના હાથમાં આવ્યું. ચિતોડ જીત્યા પછી તે બુંદેલખંડમાં આવેલ કલિંજરના પુરાણા મજબુત કિલ્લાને સર કરવા ગયો; પણ ત્યાં એનો દારૂગોળો અજાણતા સળગી ઉઠતાં એ દાઝયો અને મરણ પામ્યો.

### શેરશાહનું ચારિત્ર્ય

બિહારના એક પઠાણ જાગીરદારનો શેરશાહ પુત્ર હતો. એક સિપાઇગીરીના હલકા હોદ્દેથી પોતાની જ બાહોશીથી તે આગળ વધ્યો

હતો. એ જબરો સત્તાલોભી અને સાહસિક હતો. ઘણાએ સાહસિક પરાક્રમો કરીને એણે બિહારનું ધણીપદું મેળવ્યું હતું; ત્યાંથી પણ આગળ વધી બંગાળામાં પણ એણે રાડ બોલાવી હતી. ત્યાર પછી હુમાયુંને હરાવી, એને નાસતો કરી મૂકી, કેવી રીતે શેરશાહે દિલ્હીનું રાજ્ય પચાવી પાડયું એ બીના આપણે જોઇ ગયા છીએ. દિલ્હીમાં સમ્રાટ્ તરીકે શેરશાહે પાંચ વર્ષ રાજ્ય કર્યું (૧૫૪૦–૪૫). યુદ્ધ કરવામાં તે જેટલો ચતુર અને બહાદુર હતો તેવો જ બાહોશ રાજ્યની આંતરિક વ્યવસ્થા કરવામાં હતો. પોતે ઉદાર દિલનો અને પરોપકારી હતો. એનો ઘણો કાળ લડાઇઓ કરવામાં ગયો હતો, તે છતાં રાજ્યની અંદરનાં લોકોપયોગી કાર્યો કરવામાં એ એકદિલે મંડયો રહેતો હતો. એણે બાંધેલું રાજ્યનું બંધારણ આગળ ઉપર અકબર જેવાને પણ નમુના રૂપ થઇ પડયું હતું. મહેસૂલ ઉઘરાવવાની નવી અને ન્યાયી પદ્ધતિ એણે પોતાના રાજ્યમાં દાખલ કરી હતી. એના વખતમાં રાજ્યમાં શાંતિ હતી અને ખેડુતો બહુ જ સુખી હતા. જાનમાલની એટલી બધી સલામતી હતી કે કૂચ કરતું લશ્કર પણ ખેતરના પાકનું એક કણુસલું સરખું તોડી શકતું નહિ.

ઉપરાંત એના વખતમાં ઠેરઠેર ધર્મશાળાઓ, કુવાઓ, ઝાડો રોપેલા સુંદર રસ્તાઓ, નહેરો, વગેરે લોકોપયોગી બાંધકામો પુષ્કળ થયાં હતાં.

## સલીમશાહ

શેરશાહ પછી એનો પુત્ર સલીમશાહ ગાદીએ આવ્યો. એણે ૯ વર્ષ રાજ્ય કર્યું. એ સલીમ બાહોશ રાજા હોવા છતાં એના વખતમાં ઠેર ઠેર કજીઆઓ થયા અને રાજ્યની સ્થિરતા ડગમગવા લાગી.

## મહમદશાહ આદિલ

સલીમશાહના બાળકુંવરને મારી નાંખી એનો મામો મહમદશાહ સલીમ પછી ગાદીએ ચઢી બેઠો. એના વખતમાં રાજ્યનું અંધેર બહુ જ

વધી પડ્યું. રાજ્યની સર્વ સત્તા હેમુ નામના બાહોશ વણિકના હાથમાં હતી. મહમદશાહ આદિલ તો નામનો જ બાદશાહ હતો. હેમુએ રાજ્યમાં હિન્દુઓને આગળ વધાર્યાથી અસંતોષ વધ્યો હતો. એવે વખતે બીજા ખરા હકદારો આગળ આવ્યા, અને રાજ્યમાં અશાંતિ કરી મૂકી. મહમદશાહમાં એ અશાંતિ શમાવવાની તાકાત નહોતી તેથી નાસીને એ બંગાળામાં જઈ રહ્યો.

## ૪. હુમાયુંનું હિન્દમાં પુનરાગમન, ૧૫૫૫.

દિલ્હીમાં જામી રહેલી ખટપટનો લાભ લઈ હુમાયુંએ ઈરાનના શાહની મદદથી હિન્દમાં પોતાનું નશીબ અજમાવવા પગ મૂક્યો. એકંદર લગભગ ૧૫ વર્ષ હુમાયું હિન્દ બહાર રખડ્યો. ઈરાનમાં પણ એને નામોશી સહન કરવામાં મણા નથી રહી. પોતાનો સુન્ની પંથ ત્યજી શિયા પંથ સ્વીકારીને જ એ ઈરાનના શાહની મદદ મેળવી શક્યો હતો. પણ એનો સિતારો પાધરો થયો હતો. હિન્દમાં પગ મૂકતાની સાથે એણે વિજય પછી વિજય જ પ્રાપ્ત થયા. એની સાથે આવેલ બહેરામખાં શૂરો, મર્દ, અને જમાનાનો ખાધેલ સેનાનાયક હતો. એની મદદથી હુમાયુંએ દિલ્હીનું ખોયેલું રાજ્ય પાછું મેળવ્યું, ઈ. સ. ૧૫૫૫.

### હુમાયુંનું મૃત્યુ

રાજ્યપ્રાપ્તિ પછી હુમાયુંના દુઃખનાં વાદળાં વેરાઈ ગયાં; પણ એ સુખ હુમાયું લાંબો વખત ભોગવી શક્યો નહિ. થોડા જ માસ એણે રાજ્યપ્રાપ્તિનો નૂતન લહાવો માણ્યો ન માણ્યો ત્યાં તો પોતાના કિતાબખાનાની પત્થરની સીડીએથી ગબડી પડતાં એ મરણ પામ્યો.

### હુમાયુંનું ચારિત્ર્ય

હુમાયું ખરો ખાનદાન હતો. રાજા તરીકે ભલો હતો છતાં રાજ્ય ચલાવવાની આવડતની એનામાં ખામી હતી. એ ખામીને લઈને જ એને

કઠોર દુ:ખો ખમવા વારસે આવ્યો હતો. એ ઉદાર દિલનો હતો; લડાઇમાં બહાદુર હતો; છતાં કફોડી સ્થિતિમાં કુનેહથી કામ લેતાં તે ગભરાઈ જતો. મુગલવંશની ક્રૂરતા કે ઘાતકીપણાનો છાંટાભાર પણ વારસો એને મળ્યો ન હતો; એને અફીણનું હદ બહાર વ્યસન હતું, અને એથીજ કદાચ અસ્થિરતા અને નિર્બળતા એનામાં ઘર કરી રહ્યાં હશે. ખગોળ અને ગણિતનો તો એ રસિયો હતો.

# પ્રકરણ-૨ જું

# મુગલ સામ્રાજ્યનો ઉદય

## મહાન અકબર-ઈ. સ. ૧૫૫૬-૧૬૦૫

### અકબરની મુંઝવણ

હુમાયુંના મૃત્યુકાળે અકબરની ઉમ્મર ફક્ત તેર વર્ષની હતી. એટલી નાની વયે પણ બહેરામખાં જોડે તેને સિકંદરસુરને પકડવા મોકલવામાં આવ્યો હતો. એટલે મરતા બાપનું મોઢું જોવા તે હાજર રહી શક્યો ન હતો.

હુમાયુંના મૃત્યુની ખબર અકબરને અને બહેરામખાંને મળે, અને તેઓ પાછા દિલ્હી આવી રાજ્યની લગામ હાથ કરે, અને અકબરને પાદશાહ તરીકે જાહેર કરે એ અરસામાં તો બંગાળના પઠાણ સુબા આદિલશાહે પોતાના બાહોશ સેનાધિપતિ હેમુને મોટું લશ્કર આપી દિલ્હી જીતવા મોકલી દીધો. બહેરામખાં અને અકબર દિલ્હી આવ્યા

ત્યારે જાણ્યું કે દિલ્હીનું ધણીપણું એમના હાથમાંથી ચાલી ગયું છે; પણ જમાનાનો ખાધેલ બહેરામખાં એથી હિંમત હાર્યો નહિ. એણે હેમુ સાથે લડવાનો નિશ્ચય કર્યો.

## પાણીપતનું બીજું યુદ્ધ

બહેરામખાંના નિશ્ચયની ખબર પડતાં પહેલા હેમુ તો લડવા માટે તૈયાર જ હતો. જબ્બર લશ્કર લઈને હેમુ મુગલોની સામે પાણીપતના મેદાનમાં આવી લાગ્યો. પહેલે જ ઝપાટે બહેરામખાંની ટુકડીએ હેમુના લશ્કરનો દારૂગોળો કબજે કરી લીધો, અને પછી બાણોનો એવો તો મારો ચલાવ્યો કે હેમુના લશ્કરનું ગજદળ ભયભીત થઈ વેરણખેરણ થવા માંડયું. એવામાં એક તીર હેમુની આંખમાં જ ચોંટયું. હેમુ બેભાન થઈ ગયો. બેભાન પડેલા હેમુને મુગલોએ કેદ કર્યો. મુગલ લશ્કરે દિલ્હીનો કબજો લીધો અને અકબરને વિધિ સહિત સિંહાસને બેસાડયો. એ દરબારમાં કેદી હેમુને બહેરામખાંના હુકમથી ઘસડી આણવામાં આવ્યો અને ત્યાં જ વધ કરાવવાના નીચ હેતુથી બહેરામ-ખાંએ અકબરને વિનંતિ કરી કે કાફરના દેહનો શિરચ્છેદ આપની મુબારક તરવારથી થવો ઘટે છે; પણ ઉદાર દિલના એ બાળક બાદશાહે મરતાંને મારવાનું ઘોર કુકર્મ કરવાની સાફ ના પાડી. પાછળથી બેહરામખાંએ હેમુનો વધ કર્યો.

## બહેરામખાંની પડતી

બહેરામખાં હુમાયુંનો સૌથી વફાદાર અને શૂરો સૈનિક અને સલાહકાર હતો. હુમાયુંની ખરી આપત્તિના વખતમાં એ એનો સાચો મિત્ર રહ્યો હતો. હુમાયુંએ જે દેશવટો અને હાડમારીઓ ભોગવી તે બધામાં બહેરામખાં પહેલેથી તે છેલ્લે સુધી દુઃખમાં ભાગીદાર તરીકે હુમાયુંની છાયા જેમ રહ્યો હતો. હુમાયુંનો પણ એના ઉપર અચળ વિશ્વાસ હતો. ઈરાનમાંથી હિન્દ આવતી વખતે બહેરામખાં વિના

એનાથી ડગ ભરાય તેમ ન હતું. એ બહાદુર બહેરામખાં હુમાયુંના વખતથી જ અકબરનો અંગરક્ષક અને સલાહકાર નિમાઈ ચૂકયો હતો. હુમાયુંના અકાળ મોત પછી બાળક અકબરની સંભાળ રાખવાનો ભારે બોજો એના શિર ઉપર જ હતો. અકબરના રાજ્યાભિષેક પછી ચાર વર્ષ સુધી બહેરામખાં જ તમામ રાજ્યકારભાર રાજાના નામથી ચલાવતો હતો. પણ જેવો અકબર સમજણો થયો કે તરત જ એને બહેરામખાનું ઉપરીપણું હરઘડીએ સાલવા માંડયું. લાગલો જ એક પત્ર લખી બહેરામખાંને એણે પોતાની મુરાદ જણાવી દીધી કે, હવેથી રાજ્યની લગામ હું હાથમાં લેવા માગું છું, અને તમે વૃદ્ધ થયા હોવાથી રાજ્યના ભારમાંથી તમને મુક્ત કરવા માંગું છું; આપ ખુશીથી વૃદ્ધાવસ્થાના દિવસો અલ્લાહની બંદગી કરવામાં અને મક્કાની યાત્રા કરવામાં ગાળો. આપની સેવા બદલ આપને ઇચ્છો તેટલી જાગીર આપવામાં આવશે. આવા દમામભરેલા પત્રથી બહેરામખાંને લાગ્યું કે અકબર હવે પુખ્ત ઉમ્મરનો થઇ ચૂકયો છે. પણ પોતાની સત્તાનો મોહ છોડવો એને રૂચ્યો નહિ. એણે એકદમ બળવો જગાડયો પણ એમાં એ ન ફાવ્યો; એ કેદ થયો. મખી દિલના બાદશાહે એ સત્તાલોભી પણ વફાદાર સેવકને દિલની માફી આપી. આ પ્રમાણે અકબર બહેરામખાંથી કાયમને માટે છૂટો થયો. બધો રાજ્યકારભાર હવે અકબર એકલે હાથે ચલાવવા લાગ્યો.

## સામ્રાજ્યની વૃદ્ધિ

બહેરામથી મુક્ત થયેલા અકબરે હવે એકલા હાથે રાજ્યની મજબૂતી અને સલામતી વધારવા તરફ લક્ષ પરોવ્યું. અકબરના લાંબા રાજ્ય દરમિયાન એની નાગી તરવારને મ્યાન થવાનો વખત જ નહોતો આવ્યો. અકબર એ જમાનાનો મહાન વિજેતા હતો; છતાં અકબરના રાજ્યની મહત્તા એની રાજ્યવૃદ્ધિથી કે એનાં યુદ્ધોથી નથી અંકાતી. ખરી મહત્તા તો એનાં ઉમદા ચારિત્ર્ય અને એની અપૂર્વ અને ઉદાર રાજનીતિથી જ અંકાય છે.

એણે એક પછી એક અનુક્રમે મેવાડનાં રજપૂત રાજ્યો, ગુજરાત, બિહાર, બંગાળા, ઓરિસ્સા, કાશ્મિર, સિંધ, અને કંદહાર જીતી લીધાં; ઉપરાંત અહમદનગર, ખાનદેશ, અને બિહારનો થોડોક ભાગ જીતીને તાબે કર્યો. જીતેલ રાજ્યના રાજાને અકબર પોતાના પાટનગરમાં ઉમરાવ તરીકે રાખતો; અથવા તો લશ્કરમાં કોઇ મોટો હોદ્દો આપી નવાજતો. આવાં ઉદાર અને વિવેકી વર્તનથી અકબરે સહેજે ઘણાખરા હિંદુ રાજાઓનાં હૃદયો પ્રેમથી જીતી લીધાં. ખાસ કરીને જયપુર અને જોધપુરના રજપૂત રાજાઓ અકબરના ઉદાર વર્તનથી એના ઉપર કુરબાન થઇ ગયા હતા.

અહીં આપણે આ બધા પ્રદેશો જીતતાં થયેલાં યુદ્ધોનાં લાંબા વર્ણનમાં ન પડતાં ફક્ત (૧) રજપૂતો અને (૨) અહમદનગરની જગવિખ્યાત ચાંદબીબી સાથેના યુદ્ધોનું જ વર્ણન કરી સંતોષ માનીશું.

## રજપૂતો

જયપુર (અંબર) ના રાજા બિહારીમલને નમાવી અકબર એની પુત્રીને પરણ્યો હતો; અને સલીમ (જહાંગીર, અકબરનો પાટવીકુંવર) ને એજ રજપૂત કુળની બીજી રાજકુંવરી સાથે પરણાવ્યો હતો. રજપૂતાનાનાં રજપૂત રાજ્યોમાંથી મુસલમાનોને કન્યા દેવાની આવી પહેલ કરનાર અંબરપતિ રાજા બિહારીમલ જ હતા. આ સગાઇનો સંબંધ અકબર જોડે બંધાયા પછી બિહારીમલનો પુત્ર રાજા ભગવાનદાસ અકબરના દરબારમાં રહેતો. અકબરના હજુરી તરીકે એ બહુ ખ્યાતિ પામેલો હતો અને પંજાબનો સુબેદાર નીમાયો હતો. એજ ભગવાનદાસનો પુત્ર રાજા માનસિંહ અકબરના વડા સેનાધિપતિઓમાંનો એક હતો અને તેનો દરજ્જો બીજા કોઈ મુસલમાન સેનાધિપતિ કરતાં લશ્કરમાં ઘણો ઉંચો હતો. રાજા માનસિંહે પંજાબ અને કાબુલમાં જઈ રાજ્યની ઘણી ઉમદા સેવા બજાવી હતી.

જોધપુરનો રાણો માલદેવ પણ અકબરને શરણે ગયો; અને જયપુરના રાજાને પગલે ચાલી એણે પણ પોતાની પૌત્રી જોધબાઈ અકબરના પુત્ર સલીમને લગનમાં આપી. આ પ્રમાણે એ મોટા રજપૂત રાજ્યો અકબર સાથે સગાઇના સંબંધથી કાયમને માટે જોડાયાં.

જયપુર અને જોધપુરનું આ ધર્મ વિરૂદ્ધનું પગલું રજપૂતાનામાં ઘણા રજપૂતોને ઝેર સમાન લાગ્યું. મુસલમાનને કન્યા દેવી એ તો નીચમાં નીચ કૃત્ય ગણાતું. ફક્ત ઉદયપુરના રાણાઓએ જ એવું અધર્મી કૃત્ય કરી અકબર જોડે સ્નેહ સંબંધે જોડાવાની ચોખ્ખી ના પાડી; અને જે રજપૂતો એવું અધર્મી પગલું ભરતા તેમના તરફ ઉદયપુરના રાણાઓ તિરસ્કારની નજરે જોતા.

## ચિતોડનો ઘેરો

ચિતોડના ઘેરા વખતે જે ઘોર યુદ્ધ જામ્યું તેવું યુદ્ધ બીજી કોઇ જગ્યાએ અકબરને લડવું પડયું ન હતું. ચિતોડના કિલ્લાને ઘેરો નાખી અકબર એ સર કરી લેવાની આશાએ ને આશાએ ચચ્ચાર માસ વીતાડી ચૂક્યો. પોતાની ખાસ દેખરેખ નીચે ઘેરો ઘાલી મુગલ લશ્કર ચિતોડને વિંટળાઈ પડયું. બહાદુર રજપૂતોએ મચક ન આપી. કાયર રાણો ઉદેસીંગ નાસી ગયો. પણ બહાદુર સરદારો પ્રાણાંત સુધી ઝૂઝયા. અકબર ત્રાસ પામી ગયો. આખરે એક દિવસ રજપૂતોનો નાયક જયમલ કિલ્લાના એક ભાગનું બાકોરૂં પૂરતો હતો તે વખતે ઓચિંતી એક સનનન સુસવાટ કરતી ગોળી આવી અને જયમલના પ્રાણ લેતી ગઇ. રજપૂતો ગભરાયા. મોગલો ધસી આવ્યા. રજપૂતો જીવ ઉપર આવી લડ્યા પણ હાર્યા. આ ઘેરામાં વહાલી માતૃભૂમિ અને એથી ય વહાલા હિન્દુ ધર્મ માટે આઠ હજાર રજપૂત વીરોએ પોતાના પ્રાણની આહૂતિ આપી. સ્ત્રીઓએ પણ ચિતામાં બળી પોતાના પ્રાણ આપ્યા. આ પ્રમાણે ચિતોડની પાયમાલી થઈ.

## અડગ ટેકીલો વીર પ્રતાપ

ચિતોડ પડયું પણ ચિતોડનો પ્રાણ હજી સ્વતંત્ર હતો. સિસોદીઆ રજપૂતોનો જુસ્સો હજી અદમ્ય જ હતો. ચિતોડ પડ્યા પછી ચાર વર્ષે પ્રતાપ એના બાપે સ્થાપેલ ઉદેપુરમાં રાજ્ય કરવા લાગ્યો. ચિતોડ એને પ્રાણ સાથે ચોંટયું હતું. ચિતોડ પાછું લીધા વિના એને રાજ-વૈભવો ન રૂચ્યા. બાપની કાયરતા એને સાલતી હતી. એક ધન્ય દિવસે એ વીર પડકારી ઉઠયો કે ચિતોડ પાછું ન લઉં ત્યાં સુધી પત્રાવળીમાં જ ભોજન લઈશ, ઘાસ ઉપર સુઈશ, અને મૂછના આંકડા વાળીશ નહિ. પ્રતાપે મુગલો સામે કેડ કસી. અકબરે એ વાત જાણી. મેવાડને રણમાં રોળવું એવા નિશ્ચયથી શાહજાદા સલીમને અને અંબર-પતિ માનસિંહને મોટું લશ્કર આપી પ્રતાપ સામે મોકલ્યા. દુશ્મનોને સત્કારવા પ્રતાપ પણ અરવલીની ઓથે હલદીઘાટના મેદાનમાં નિર્ભય બની વાટ જોતો ઉભો. લશ્કર સામાસામા ભેટયાં; એકમેક થઈ ગયાં; અને જબરૂં યુદ્ધ મચ્યું, ઈ. સ. ૧૫૭૬. રજપૂતો જીવ ઉપર આવીને લડ્યા. રણઘેલો પ્રતાપ ઘેરાયુદ્ધમાં ચેતકને કુદાવતો મોતને હાથમાં લઇ ઘૂમતો ઘૂમતો સલીમના હાથી સુધી જઇ પહોંચ્યો. પ્રતાપે ભાલો તોળી સલીમની અંબાડી તાકી. ભાલો ખડાંગ અવાજ કરતો પાછો ફર્યો. સલીમ બચ્યો, પણ મનમાં સમજી ગયો કે પ્રતાપના તેજ સામે ટકાય તેમ નથી. તરત હાથીની દિશા બદલાઇ અને પ્રતાપ એકલો મુગલોથી ઘેરાયો. પણ રજપૂત બચ્ચો સલીમની માફક કાયર બની ન નાસતાં, મુગલોને તૃણની માફક કાપતો પોતાનો રસ્તો કરતો ચાલ્યો છતાં આખરે આ વીર રજપૂતોનું નાનું સૈન્ય હાર્યું.

હલદીઘાટનાં યુદ્ધ પછી પ્રતાપને પકડવા મુગલોએ ઘણા પ્રયત્નો કરી જોયા પણ ફાવ્યા નહિ. અકબરે પણ તેની વીરતાની કિંમત કરી, પ્રતાપ જેવાને વધારે રંજાડવાનું યોગ્ય ન ધાર્યું. પ્રતાપ ઇ. સ. ૧૫૯૭ માં મરણ પામ્યો.

## અહમદનગરની સુલતાના ચાંદબીબી

અહમદનગરનું મુસલમાની રાજ્ય કેવી રીતે દક્ષિણમાં ઉત્પન્ન થવા પામ્યું તેનો ટૂંક ઇતિહાસ જાણવાની જરૂર છે.

મુગલ વંશ પહેલા દિલ્હીની ગાદીએ થઇ ગયેલા પઠાણ બાદશાહોની નબળી દશામાં પઠાણ સામ્રાજ્યના તાબેદાર સુબાઓ હિન્દુસ્તાનમાં ઠેરઠેર સ્વતંત્ર થવા લાગ્યા હતા, ત્યારે દક્ષિણમાં એક નવું મુસલમાની રાજ્ય ઉભું થયું. મુહમ્મદ તઘલખના વખતમાં ઝાફરખાન નામનો એક પઠાણ સરદાર સ્વતંત્ર થઈ પડયો. એને દબાવવા મુહમ્મદ તઘલખે પ્રયત્નો કરી જોયા પણ વિફળ ગયા; અને આખરે એ પઠાણ સરદાર દક્ષિણના સ્વતંત્ર સુલતાન તરીકે જાહેર થયો. પ્રથમ ઝાફરખાન ગંગૂ નામના બ્રાહ્મણનો ગુલામ હતો પરંતુ પાછળથી એના ભાગ્યનો સિતારો ખુલી ગયો. એના ભલા શેઠ ગંગૂએ એનું ઉજળું ભવિષ્ય ભાખેલું હતું એથી સ્વતંત્ર સુલતાન થયા પછી પણ એણે પોતાના વહાલા શેઠનું નામ પોતાના નવા સ્થાપેલા રાજ્ય સાથે કાયમને માટે જોડી દીધું. એના વખતથી જ એનું રાજ્ય બ્રાહ્મણી રાજ્ય કહેવાતું. એ હસનગંગૂનું બ્રાહ્મણી રાજ્ય ઈ. સ. ૧૩૪૭ થી ૧૫૨૬ સુધી નભ્યું. જે સાલમાં બાબરે પઠાણ વંશના છેલ્લા લોદી બાદશાહને દિલ્હીના તખ્ત ઉપરથી ફેંકી મારી નાખ્યો તેજ સાલમાં દક્ષિણમાં પણ પઠાણવંશીય આ બ્રાહ્મણી રાજ્યમાંથી જ બીજાં પાંચ મુસલમાની રાજ્યો ઉત્પન્ન થયાં.

તે પાંચ રાજ્યો આ પ્રમાણે હતાં :—

બિજાપુરમાં આદિલશાહીવંશનું, અહમદનગરમાં નિઝામશાહીવંશનું, ગોવળકોંડામાં કુતુબશાહીવંશનું, વરાડમાં ઈમાદશાહીવંશનું અને બિદારમાં બરિદશાહીવંશનું રાજ્ય હતું. જ્યારે અકબર સમ્રાટ્ તરીકે રાજ્ય કરતો હતો ત્યારે અહમદનગરમાં નિઝામશાહીવંશનું મુસલમાની રાજ્ય હતું. તે વખતે અહમદનગરમાં હિંદુ અને હબસી ઉમરાવો વચ્ચે અણબનાવ

ઉત્પન્ન થયો; એ અણબનાવનો લાભ લઇ અકબરે પોતાની સત્તા દક્ષિણમાં જમાવવાના હેતુથી પોતાના પુત્ર મુરાદને અને બહેરામખાંના પુત્ર મિર્ઝાખાંને લશ્કર આપી ઈ. સ. ૧૫૯૫ માં અહમદનગર જીતવા મોકલ્યા. અહમદનગરમાં તે વખતે શૂરી સુલતાના ચાંદબીબી, બાળક સુલતાન નિઝામશાહની વતી રાજ્યનો ભાર વહેતી હતી. મુગલોને અહમદનગર ઉપર આવતાં સાંભળી એ વિચક્ષણ અને ચકોર બુદ્ધિની સ્ત્રીએ હબસી ઉમરાવોના મન સંપાદન કરી લઈ એમને પોતાના પક્ષમાં લઇ લીધા. બિજાપુરના સુલતાન જોડે પણ સુલેહ શાંતિ કરી લીધી, અને આવતી આફત સામે ઝૂઝવાની તૈયારી કરી, મુગલ સૈન્યની વાટ જોતી ઉભી. મુગલ સૈન્ય આવી પહોંચ્યું, અને અહમદનગરને ઘેરો ઘાલ્યો; પણ એ શૂરી બાઇએ નગરનું એવું તો વીરતાભર્યું રક્ષણ કર્યું કે દુશ્મનો છક થઈ ગયા.

વીરાંગનાના એ તેજ સામે મુરાદનું શૌર્ય ઓસરી ગયું. તેણે ઘેરો ઉઠાવી લીધો, અને સુલેહના કહેણ મોકલી માનભર સંધી કરી.

ચાર વર્ષ પછી જ્યારે અકબર જાતે દક્ષિણમાં આવ્યો ત્યારે તેણે ફરી અહમદનગર જીતી લેવાનો મનસુબો કર્યો અને શાહજાદા દાનિયાલ અને મિર્ઝાખાનને અહમદનગર જીતી લેવા મોકલ્યા. અહમદનગર તે વખતે રાજ્યખટપટથી છવાઇ રહ્યું હતું. રાજ્યમાં ચાર વર્ષ પહેલાનું ઐક્ય નાશ પામ્યું હતું. અને એ ખટપટના મામલામાં બાળક સુલતાનના પ્રતિપક્ષના રચેલા કોઇ ક્રૂર કાવત્રામાં ચાંદબીબીનું કાસળ કાઢવાનો ઘાટ રચાયો. શૂરી ચાંદબીબી ઘરની ફાટફુટનો ભોગ થઇ પડી. એના અકાળ મૃત્યુથી મુગલો આ વખતે ફાવી ગયા. ચાંદબીબી વિનાનું અહમદનગર પડયું અને બાળક સુલતાન કેદ થયો.

### અકબરના નાલાયક પુત્રો

અકબરને સલીમ, મુરાદ અને દાનિયાલ નામના ત્રણ પુત્રો હતા. ત્રણમાંથી એકમાં પણ બાપની જોઇએ તેવી સારી છાપ ઉઠી ન હતી.

દાનિયાલ તો દારૂના વ્યસનમાં ચકચૂર જ રહેતો. દારૂમાં ને દારૂમાં એનું મોત બાપની હયાતીમાં જ થયું. મુરાદ પણ પૂરો વ્યસની હતો. એનો જીવ દારૂની બદીમાં જ ગયો. સૌથી મોટો સલીમ પણ દારૂના નિશામાં પડી રહેતો.

## અકબરનું મૃત્યુ અને ચારિત્ર્ય

ઈ. સ. ૧૬૦૫માં ૬૩ વર્ષની પાકટ વયે અકબરે આગ્રામાં પ્રાણ છોડ્યા. સલીમ તે વખતે હાજર ન હતો. પરંતુ અકબરની ઇચ્છા પ્રમાણે એને જ રાજ્યનો વારસ ગણી ગાદીએ બેસાડવામાં આવ્યો.

હિંદના પ્રાચીન કાળમાં થઈ ગયેલા મહાન અશોક પછી જો બીજો કોઈ પણ બાદશાહ એની બરોબરીનો થયો હોય તો તે અકબર જ હતો. એનું શારીરિક કૌવત અખૂટ હતું. શરીરે કદાવર અને દેખાવડો હતો. રીતભાતમાં એ ગંભીર અને છટાદાર હતો. અખાડાનો ખેલનાર એ અકબર શિકારે જતાં કદી થાકતો જ નહિ. રાજ્યકારભારમાં એ પ્રવીણ અને પાવરધો હતો. અભણ છતાં ભણેલાને ટક્કર ખવરાવે એવું એનું વિશાળ જ્ઞાન અને અનુભવ હતાં. સંસ્કૃતનો એ શોખીન હતો, અને સાહિત્યનો એ રસિયો હતો. ભિન્ન ભિન્ન ધર્મતત્ત્વોને સમજી જીરવી શકે એવી એની પ્રતિભા હતી. પોતાનાં કુટુમ્બીઓ, સ્નેહીઓ અને મિત્રો તરફ એ બહુ જ માયાળુ અને સ્નેહાળ હતો. દુશ્મન તરફ પણ એ માયાળુ હતો.

## અકબરનો નવો ધર્મ

એની કારકિર્દીમાં એણે સર્વ ધર્મોનું દોહન કરી એક નવો જ પંથ સ્થાપ્યો હતો. એ નવા પંથનું નામ "દિન ઇલાહી" હતું. એ નવા પંથના અનુયાયીઓ ખાનગીમાં એના પવિત્ર કદમમાં શિર ઝુકાવતા, તેથી ઘણા ચુસ્ત મુસલમાનો એની ઉપર કરડી નજરે જોતા હતા.



હિંદુસ્તાન
૧૬૦૫
-નું-
રાજ્ય
ગોન્ડવાના
અરબી સમુદ્ર
બંગાળાનો ઉપસાગર

ધર્મનો નવો પંથ સ્થાપવાનો હેતુ ફક્ત એ જ હતો કે લોકોને ધર્મ-સહિષ્ણુ બનાવવા અને એમ કરી ધર્મના કજીયાઓને નાબુદ કરવા.

## અકબરના સુધારા અને રાજ્યબંધારણ

પ્રજાપ્રજામાં ઐક્ય જમાવવાની ખાતર એણે સર્વ પ્રજા તરફ સમભાવ જ કેળવ્યો હતો. હિન્દુ મુસ્લીમ વચ્ચેનો તફાવત દૂર કરી બન્નેને એક જ નજરે એણે અપનાવ્યા હતા. જજીયા વેરો અને બીજા જુલ્મી કરો એણે નાબુદ કર્યા હતા.

અકબરના વખતમાં રાજા ટોડરમલ્લે જમીનમહેસૂલની આંકણી નવી જ ઢબે નવેસરથી કરી. જમીનની માપણી અને કસની આંકણી કરીને દરેક ખેતરની ચોક્કસ મહેસૂલ રાજ્યના હક્કની ઠરાવી. આમ થવાથી ખેડૂતોનો કરનો બોજો હલકો થયો, અને મહેસૂલ ઉઘરાવવા આવનાર અફસરોનો ત્રાસ પણ દૂર થયો.

રાજ્યની સારી વ્યવસ્થા માટે અકબરે પોતાના વિશાળ સામ્રાજ્યના અઢાર ભાગલા પાડી નાખ્યા. દરેક ભાગને પ્રાંતનું નામ આપવામાં આવ્યું. દરેક પ્રાંત ઉપર એક અધિકારીને સુબેદાર તરીકે નિમવામાં આવ્યો. વળી દરેક પ્રાંતના પણ પેટા વિભાગો પાડવામાં આવ્યા.

## અકબરના મિત્રો અને સલાહકારો

અકબરના મિત્રો અને સલાહકારોમાં મુખ્ય (૧) આઈની અકબરી —અકબરના કાયદાનું પુસ્તક લખનાર અબુલફઝલ, (૨) જમીનની મહેસૂલ ઉઘરાવવાની નૂતનપદ્ધતિ દાખલ કરનાર રાજા ટોડરમલ, (૩) અબુલ ફઝલનો વડોભાઇ અને અચ્છો શાયર ફૈજી, (૪) વિચક્ષણ અને હાજર-જવાબી બિરબલ, (૫) વફાદાર સેનાપતિ અને સામ્રાજ્યનો સ્તંભ રાજા માનસિંહ, (૬) ગાયનપ્રવિણ ઉસ્તાદ તાનસેન, અને (૭) શીઘ્ર કવિ ગંગ હતા.

# પ્રકરણ–૩ જું

# મુગલ સામ્રાજ્યનો મધ્યાહ્ન

## ૧. મોજીલો જહાંગીર ઈ. સ. ૧૬૦૫–૨૭

### જહાંગીર અને ખુશરૂ

સાડત્રીસ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૬૦૫માં શાહજાદો સલીમ, જહાંગીર (જગવિજેતા) એવું નામ ધારણ કરી ગાદીએ બેઠો. તરતજ શાહજાદા ખુશરૂને રાજ્ય અપાવવા બળવો જાગ્યો. જહાંગીરે તાબડતોબ ચાંપતા ઇલાજો લીધા અને ઉગતા બળવાને એક જ માસમાં દાબી દીધો. નાસી જતા ખુશરૂને પિતાએ પકડાવી કેદ કરાવ્યો અને એના બળવાખોર સહાયકો.માંના ઘણાને કેદ કરી કમકમાટી ઉપજે એવી ઘોર શિક્ષા કરી મારી નખાવ્યા.

### મેવાડ પતન અને કાંગ્રાગઢની પ્રાપ્તિ

જે ટેકીલા પ્રતાપે સરી જતી રાજવટને મહા મહેનતે પકડી રાખી હતી તે જ વીર પ્રતાપના પુત્ર અમરસિંહ રાણાના વખતમાં મેવાડની પડતી થઈ. અમરસિંહે એક દસકો રાજ્ય કર્યું ન કર્યું ત્યાં તો દિલ્હીથી મુગલની ફોજ શાહજાદા ખુર્રમ (શાહજહાં) ની સરદારી નીચે મેવાડ ઉપર ધસી આવી. રાણા અમરસિંહે મેવાડને બચાવી લેવા બહુ બહુ પ્રયત્નો કર્યા. એક જગ્યાએથી બીજી જગ્યાએ નાક સાચવવા અને મેવાડ બચાવવા આથડયો; પણ મુગલ સૈન્યે એનો એવો તો પીછો પકડયો કે એ મર્દ રાણાને આખરે શાહજાદા ખુર્રમને તાબે થવું જ પડ્યું, ઈ. સ. ૧૬૧૪.

જહાંગીરના વખતમાં બીજો લશ્કરી વિજય તે પંજાબમાં આવેલા કાંગ્રાગઢની જીતનો છે. જે અજેયગઢ અકબર પણ નહોતો જીતી શકયો તે જહાંગીરે સર કર્યો. એ માટે જહાંગીર મનમાં વારંવાર ફુલાતો.

**નૂરજહાં**

જહાંગીરના જીવનની આખી કારકિર્દીમાં એનું નૂરજહાં સાથેનું ઈ. સ. ૧૬૧૧માં થયેલું લગ્ન સૌથી અગત્યનો પ્રસંગ ગણી શકાય. કારણ કે એ લગ્ન પછી બેગમ નૂરજહાં જ પડદા પાછળ રહી રાજ્યનાં બધાં તંત્ર ચલાવતી હતી. ચકોર બુદ્ધિની એ નૂરજહાં એક કુળવાન ઇરાની માબાપની છોકરી હતી. એનું આખું કુટુમ્બ અકબરના દરબારમાં જાણીતું હતું. અકબરના દરબારમાં એનો બાપ અને ભાઈ જોતજોતામાં સારી નોકરીએ ચઢી ગયા હતા. એ કુટુમ્બના સ્ત્રીવર્ગને જનાનખાનામાં જવાની પણ પરવાનગી હતી. જનાનખાનામાં અવારનવાર જવા આવવાથી નૂરજહાંના સૌન્દર્યે શાહજાદા સલીમને પરવશ બનાવ્યો. સલીમને નૂરજહાં જોયા વિના ચેન જ ન પડે. સલીમની આવી વિહ્વળ દશાની જાણ જ્યારે અકબરને થઇ ત્યારે તેણે નૂરજહાંને સલીમની નજરથી દૂર કરવાનો નિશ્ચય કર્યો અને ટુંક વખતમાં જ શેરઅફઘાન નામના એક યુવાન ઇરાની જોડે એના નિકા પઢાવી દઇ એ યુવાનને બંગાળામાં આવેલા બર્દવાન તાલુકાનો ઉપરી બનાવી નૂરજહાં સાથે દૂર મોકલી દીધો. પિતાના આ કારસ્થાનથી સલીમના હૃદયને કારી ઘા લાગ્યો. પણ અકબરના કાર્યને ફેરવવું એ અશક્ય જ હતું; છતાં નૂરજહાં એના હૃદયમાંથી ખસી ન હતી. પછી તો સલીમ બાદશાહ થયો. તરત જ તેણે શેર અફઘાનનો ઘાત કરાવ્યો; અને નૂરજહાંને કબજે કરી. પ્રથમ તો નૂરજહાંએ પોતાના ધણીને મારનાર જોડે લગ્ન કરવાની ના પાડી. પણ આખરે ચાર વર્ષના ગાળા પછી નૂરજહાં પીગળી અને જહાંગીર સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇ.

જહાંગીરના રાજ્યમાં નૂરજહાંનું ચલણ એટલું બધું હતું કે એને પૂછ્યા વિના જહાંગીરથી એક તરણું પણ ન તૂટે. રાજ્યકારભારનાં તમામ કાર્યોમાં નૂરજહાં બાહોશીથી માથું મારતી અને દરેક કાર્યમાં એની ચાલાકી અને પ્રવિણતા તરી આવતાં. રાજ્યના સિક્કા ઉપર પણ જહાંગીરના નામ સાથે બેગમ નૂરજહાંનું નામ ખરૂં જ. નૂરજહાંનો

જહાંગીરપર કાબુ ન હોત તો એના શરાબના વ્યસને એને પાયમાલ કર્યો હોત. નૂરજહાં બહુ દયાળુ બેગમ હતી. તે જાતે દુઃખીઓની દાદ સાંભળવા બેસતી. નિરાધાર અને દુઃખીઓની એ વિસામો હતી. ખાસ કરી માબાપ વિનાની છોકરીઓની તે આશ્રયદાતા હતી.

## નૂરજહાંની ખટપટો

નૂરજહાંએ પોતાના ભાઇ *આસફખાંની પુત્રી મુમતાજમહાલનું લગ્ન શાહજાદા ખુર્રમ સાથે કર્યું. અને પોતાના જૂના ઘરની પુત્રીનું લગ્ન જહાંગીરના સૌથી નાના પુત્ર શહર્યાર સાથે કર્યું. પ્રથમ તો નૂરજહાંને શાહજાદા ખુર્રમ ઉપર ઘણું વહાલ હતું અને એના ઉપર પોતાના ચારે હાથ હતા. પણ જેમ જેમ ખુર્રમની કીર્તિ એના બાહુબળથી વધતી ચાલી તેમ તેમ નૂરજહાંને એના ઉપર અદેખાઇ આવતી ગઇ, તે એટલે સુધી કે રાજ્યમાંથી એનો હક્ક નાબુદ કરી હરકોઇ ઉપાયે પોતાના જમાઈ શહર્યારને દિલ્હીની ગાદી અપાવવી એવો તેણે મનમાં નિશ્ચય કર્યો. એ હેતુ સાધવાને તે વિવિધ ખટપટ કરવા લાગી. શાહજાદા ખુર્રમને નૂરજહાંની એ બધી ખટપટોની ગંધ આવી ગઇ હતી. એટલે એ પણ પોતાની ખટપટોની પેરવીમાં જ રહેતો. એક દિવસ ખુર્રમે લાગ જોઈ બળવો કર્યો; તરત જ નૂરજહાંએ મહોબતખાં નામના બહાદુર સરદારને બળવો સમાવી દેવા રવાના કર્યો. મહોબતખાં આવતાં, ખુર્રમને નાસી બંગાળામાં ભરાઇ જવું પડયું. ખુર્રમથી કશું જ ન બની શકયું. પાછળથી એ ખુર્રમે બાપ જોડે સુલેહ કરી અને બાપે એને તે શાહજહાં (જગ વિજેતા)નો માનવંતો ઇલ્કાબ આપ્યો, ઈ. સ. ૧૬૨૫.

## *મહોબતખાંનો બળવો.

વખત જતાં મહોબતખાં ઉપર પણ નૂરજહાંને અદેખાઈ આવવા

---

* મહોબતખાંનો બાપ સગર (સુક્તસિંહ) રાણા પ્રતાપસિંહનો ભાઈ હતો, પણ મહોબત મુસલમાન થઇ ગયો હતો.

લાગી. કારણ કે મહોબતખાં શાહજાદા પર્વિઝનો પડખીઓ અને મદદગાર થઈ ગયો હતો. પર્વિઝની લાગવગ રાજ્યમાં જરા ય વધે એ નૂરજહાંને અરૂચતી વાત હતી. નૂરજહાંને તો એકલા શહર્યારને જ આગળ પાડવો હતો અને એને રાજ્ય અપાવવું હતું. એથી મહોબતખાંને કેદ કરી લેવાના મનસુબાથી નૂરજહાંએ એવો હુકમ કાઢ્યો કે મહોબતખાંએ જહાંગીરને લાહોર મુકામે મળવું. મહોબતખાં દોડતો આવી પહોંચ્યો; પણ એણે જ્યારે જાણ્યું કે એ બધું કાવત્રું તો પોતાને કેદ કરવાને જ નૂરજહાંએ રચ્યું છે ત્યારે એકદમ સાવધ થઈ એણે પોતાની હોશિયારીથી જહાંગીરને જ કેદ પકડી લીધો. એક વર્ષ સુધી નૂરજહાંને એણે ફંફાવી અને ફાવવા ન દીધી. પણ આખરે ચતુર નૂરજહાંએ મોહબતને પણ પોતાની આબાદ ચાલબાજીમાં મ્હાત કર્યો; અને જહાંગીરને મહોબતખાંના કબજામાંથી છોડાવ્યો. એ પછી મહોબતખાં નૂરજહાંથી ડરી દક્ષિણમાં નાસી ગયો અને ત્યાં શાહજહાંના પક્ષમાં ભળી ગયો.

### જહાંગીરનું મૃત્યુ અને એનું ચારિત્ર્ય

જહાંગીર દર સાલ ઉનાળામાં હવા ખાવા માટે કાસ્મીરના રમ્ય પ્રદેશમાં જતો. ઈ. સ. ૧૬૨૭માં કાસ્મીરથી પાછા ફરતાં રસ્તે તે અચાનક માંદો પડયો અને લાહોર મુકામે એનો દેહ પડયો. પોતાના પાયતખ્ત સમાન પ્યારા શહેર લાહોરમાં એના મૃત દેહને દફન કરવામાં આવ્યો જહાંગીરને કેટલાએક ઇતિહાસકારો શરાબી દાનો કહે છે. એની જુવાનીમાં એ બધા ખેલો ખેલી ચૂક્યો હતો એ મનમોજી, ભલો અને "હોતે હૈ, ચલતે હૈ" એવી લહેરી લાલાની પ્રકૃતિનો માણસ હતો. કોઇ વખત ગુસ્સે થઇ જાય તો ન કરવાના ઘાતકી કાર્યો પણ કરી નાખે. એને રીઝવી રાખતાં આવડે તો સામાને ન્યાલ કરી દે અને રીઝવતાં ન આવડે તો સામાનું નખોદ પણ કાઢી નાખે. એના નીકળેલાં ફરમાનોનો અચૂક અમલ થવો જ જોઇએ. ન થાય તો કોઇના પ્રાણ જાય જ જાય. એ ઉપરથી અત્યારે પણ "જહાંગીરી હુકમ" એટલે અચૂક પળવો જ પડે એવો હુકમ, એવો એ શબ્દનો રૂઢ અર્થ થઇ ગયો છે.

### સર ટોમસ રો

જહાંગીર બાદશાહના વખતમાં ઈંગ્લાંડના રાજા જેમ્સ પહેલા તરફથી સર ટોમસ રો નામનો એક એલચી જહાંગીરના દરબારમા મોકલવામાં આવ્યો હતો. ટોમસ રો એ જહાંગીરની મીઠી અને મન-ભાવતી પરોણાગતનો લહાવો ઘણા દિવસ સુધી લીધો, અને જહાંગીરના દોસ્ત જેવો બની ગયો. જહાંગીર પણ એને રાજદરબારમાં બહુ સારૂં માનપાન આપતો. હિન્દમાં ફક્ત અંગ્રેજ કંપનીને જ વેપારમાં જોઈતી સગવડ મળે અને એ કંપનીને કોઇ નડે નહિ એવો બંદોબસ્ત મુગલ બાદશાહ પાસેથી મેળવી લેવાના ઉદ્દેશથી આ એલચીને હિન્દ મોકલવામાં આવ્યો હતો. ટોમસ રો એ જહાંગીરના મોજીલા સ્વભાવનું અને દરબારના ઠાઠમાઠનું બહુ સુંદર વર્ણન આપેલું છે.

## ૨. શોખીન શાહજહાં–ઈ. સ. ૧૬૨૭–૫૮

### શાહજહાંનું રાજ્યારોહણ

જહાંગીરને કુલ પાંચ પુત્રો હતા. પણ એના મૃત્યુકાળે પાંચમાંથી બેજ પુત્રો હયાત હતા, એક ખુર્રમ અથવા શાહજહાં અને બીજો શહર્યાર. આ બેમાંથી શાહજહાં બહુ બાહોશ અને બહાદુર હતો. રાજ્યનો ખરો હક્કદાર પણ એજ હતો; ૧૬૨૭માં એ ગાદીએ બેઠો.

### દક્ષિણની જીત

શાહજહાંને હરેક ઉપાયે દક્ષિણ હિંદ કબજે કરવાની હોંશ હતી. તેથી એણે લાગલાગટ સાત વર્ષ સુધી યુદ્ધ જારી રાખ્યું. શરૂઆતમાં ખાનજહાં લોદી નામના પઠાણ સરદારનો બળવો શમાવી એનો પ્રાણ લીધો. યુદ્ધના અંતે બિજાપુરના સુલતાને શાહજહાંને સમ્રાટ્ તરીકે સ્વીકારી ખંડણી આપવાનું વચન આપ્યું, અને ઇ. સ. ૧૬૩૭માં અહમદનગરનું રાજ્ય સામ્રાજ્યમાં કાયમને માટે જોડી દેવામાં આવ્યું.

## ગુજરાતમાં પડેલો ભયંકર દુકાળ

ઇ. સ. ૧૬૩૦-૩૨ માં એક ભારે દુકાળ ગુજરાત અને ખાનદેશના થોડા ભાગમાં પડયો. શાહજહાંએ ઠેર ઠેર રસોડાં ખોલ્યાં. દોઢલાખ રૂપીઆ પાંચ માસ દરમિયાન ભૂખ્યાને જમાડવામાં વાપર્યો. એ ઉપરાંત જમીન મહેસૂલનો બોજો પણ ખેડુતો ઉપરથી કમી કર્યો.

## હિન્દુ દેવળોનું ખંડન

જહાંગીર અને અકબરની માફક શાહજહાં ઉદાર દિલનો ન હતો. એ પોતે એક ચુસ્ત મુસલમાન તરીકે ખ્યાતિ પામવા માગતો હતો. એથી એણે ૧૬૩૨ માં એવું ફરમાન કાઢયું કે હિન્દુ દેવળોનો નાશ કરવો. એકલા બનારસ જિલ્લામાં જ એ હુકમની રૂએ ૭૬ હિન્દુ મન્દિરોનો નાશ કરવામાં આવ્યો. બીજા પ્રાંતોમાં નાશ પામેલા દેવળોની સંખ્યા મળતી નથી.

## શાહજહાંનો ખજાનો

શાહજહાંએ એકઠી કરેલી દોલત અગણિત હતી. એના મૃત્યુકાળે રાજ્યની તિજોરીમાં નગદ રોકડા ૨૪ કરોડ રૂપીઆ પડ્યા હતા. તે ઉપરાંત જરજવાહિર અને મોતીઓ પણ પુષ્કળ હતાં. એની કિંમત આંકીએ એટલી ઓછી. વળી એણે જીવતાં ખર્ચેલ પૈસાનો અડસટ્ટો આંકીએ તો તાજમહાલ અને મયૂરાસન એ બેની જ કિંમત લગભગ ૧૩ કરોડ રૂપીઆ થવા જાય છે.

શાહજહાં એના શોખ પ્રમાણે મકાનો બાંધવામાં અને રાજદરબારનો દાઠ જમાવવામાં પૈસાની રેલમછેલ કરતો. રાજ્યનો પૈસો લોકોપયોગી કાર્યમાં ખર્ચાઈ લોકોનાં જ ખિસ્સામાં પાછો આવતો. હિન્દનો પૈસો મુગલો હિન્દમાં જ વાપરતા તેથી લોકોની હાલત ગરીબ નહોતી.

## શાહજહાંનું ચારિત્ર્ય

મુગલ વંશનો આ શોખીન બાદશાહ એની યુવાનીમાં બહુ જ પરાક્રમી અને બહાદુર હતો. સ્વભાવે એ ભલો અને દયાળુ હતો. તેણે ચુસ્ત મુસલમાન તરીકે વર્તીને હિન્દુની લાગણીને દુભાવી હતી; છતાં એકંદર એના રાજ્યમાં હિન્દુ–મુસલમાનને એણે સમાન ભાવે પાળ્યા હતા.



તાજમહાલ

## શાહજહાંનો શોખ અને તાજમહાલ

શાહજહાં બડો શોખીન શહેનશાહ હતો. ભવ્ય અને સુંદર મકાનો કરોડોના ખર્ચે બાંધવાનો એને જબરો શોખ હતો. જગપ્રસિદ્ધ તાજમહાલ

દુનિયાની અજાયબ ગણાતી વસ્તુઓમાંની એક છે. એની જોડનું બીજું ભવ્ય અને કળાપૂર્ણ મકાન સારી દુનિયામાં એકે નથી. એ તાજમહાલ પોતાની દિલોજાન બેગમ મુમતાઝ મહાલના અવસાન પછી એની કબર ઉપર બાંધ્યો છે. તાજમહાલ સફેદ દૂધ જેવા આરસનો બાંધેલો છે. એમાં રંગની જગ્યાએ રંગબેરંગી રત્નો જડવામાં આવ્યા છે. કોતરેલા અક્ષરોમાં સોનાનો રસ પૂરવામાં આવ્યો છે. એની પાછળ કરોડો રૂપીઆનો ખર્ચ થયો છે. એને બંધાતા બાવીસ વર્ષ થયાં.

આ તાજમહાલ ઉપરાંત શાહજહાંએ શાહજહાંબાદ એવું નવું નામ આપી જૂના દિલ્હીને વધાર્યું હતું. શાહજહાંબાદમાં બાંધેલો ભવ્ય મહેલ બહુ સુંદર હતો. એ મહેલમાં "દિવાને ખાસ" નામનું શાહજહાંનું ભવ્ય વિલાસગૃહ હતું. એની અંદર સોનેરી અક્ષરે લખેલું હતું કે "જો દુનિયા ઉપર ક્યાંઈ પણ સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અને અહીં જ છે." એટલે કે સ્વર્ગ સમાન સુંદર એ "દિવાને ખાસ" હતું.

## શાહજહાંના પુત્રો

શાહજહાંને ચાર પુત્રો હતા. દારા, શુજા, મુરાદ અને ઔરંગઝેબ. શાહજહાંએ શુજાને બંગાળામાં, ઔરંગઝેબને દક્ષિણમાં, અને મુરાદને ગુજરાતમાં સુબા તરીકે નિમ્યા હતા. ફક્ત વડા પુત્ર દારાને શાહજહાંએ પોતાની પાસે રાજ્યકારભારમાં મદદ માટે રાખ્યો હતો. ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદો પડયો ત્યારે ચારે પુત્રો બાપનું રાજ્ય પચાવી પાડવાની ખટપટ કરવા મંડ્યા.

## રાજ્ય માટે ભાઈઓનો બખેડો

શુજાએ બંગાળામાં અને મુરાદે ગુજરાતમાં પોતપોતાની જાતને બાદશાહ તરીકે જાહેર કરી, પોતાના નામના સિક્કાઓ પણ પાડવાનું શરૂ કર્યું. જ્યારે કાવકા ઠગ ઔરંગઝેબે એ માંહેનું કશું જ કર્યું નહિ. એણે તો હળવે રહીને એક કપટી પત્ર મુરાદને લખી, એને એવો

ફોસલાવ્યો કે જાણે પોતે એને મદદ દેવા બહુ જ ખુશી છે, અને એને પોતાને તો રાજ્ય કરવું જ નથી. મુરાદ જેવો સચ્ચો મુસલમાન દિલ્હીની ગાદીએ બેસે એ જ એને તો જોવું છે અને એટલા માટે મદદ આપવા પોતે ઉતાવળો બન્યો છે એવું ભોળા મુરાદના મનમાં ઠસાવી, ઔરંગઝેબ ગુજરાતમાં મુરાદને મળવા લશ્કર લઇને આવ્યો.

બીજી બાજુ બંગાળાનો શુજા એક સૈન્ય તૈયાર કરી દારા ઉપર ચઢી આવ્યો. દારાએ શુજાને રજપૂત સૈન્યની મદદથી હરાવી પાછો નસાડ્યો. પણ દારાને મુરાદ અને ઔરંગઝેબના એકત્ર બળ સામે ટક્કર ઝીલવાનું આકરૂં પડી ગયું. દારા અને મુરાદ-ઔરંગઝેબ વચ્ચે, આગ્રાથી ૯ માઇલના અંતરે લડાઇ જામી. એમાં દારા હાર પામ્યો અને મુરાદ ઔરંગઝેબની સહાયથી વિજયી થયો.

## શાહજહાં અને મુરાદ કેદમાં

દારાને હરાવી વિજયી મુરાદ વાજતેગાજતે દિલ્હીમાં પહોંચ્યો અને ઔરંગઝેબની સલાહથી પોતાના વૃદ્ધ પિતા શાહજહાંને કેદ કરી મહેલની એક અંધારી ઓરડીમાં પૂરી રાખવાનો હુકમ ફરમાવ્યો. બીજેજ મહિને મુરાદને ઔરંગઝેબે પોતાના મુકામે મિજલસમાં ભાગ લેવા તેડ્યો અને તે રાત્રે મુરાદને ખૂબ દારૂ પીવડાવીને બેભાન જેવો કરી મૂક્યો. પછી તરત જ બેભાન દશામાં એને દૂર એક બંદિખાનામાં પૂરી દેવામાં આવ્યો. એકાદ વર્ષ પછી ઔરંગઝેબે એને મારી નખાવ્યો.

## દારા અને શુજાની કમદશા

મુરાદને કેદ કર્યા પછી ઔરંગઝેબ દારાને પકડવા મહેનત કરવા લાગ્યો; આખરે એને કચ્છમાંથી પકડી એના ઉપર કાફરોનો દોસ્ત હોવાનું અને ઇસ્લામને એબ લગાડવાનું ખોટું તહોમત મૂકી ઔરંગઝેબે એનો ઘાત કરાવ્યો, ઈ. સ. ૧૬૫૯. શુજાને બંગાળા છોડી ઔરંગઝેબના ભયથી આરાકાનના ડુંગરોમાં નાસી જવું પડ્યું.

### ઔરંગઝેબ બાદશાહ થાય છે

આ પ્રમાણે કપટબાજી રમી, ભાઈઓનો નાશ કરી, ઈ. સ. ૧૬૫૮માં ઔરંગઝેબ પૂર ભપકાથી દિલ્હીની ગાદીએ બેઠો.

## ૩. ધર્માંધ ઔરંગઝેબ–ઈ. સ. ૧૬૫૮-૧૭૦૭

### દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ

જ્યારે ઔરંગઝેબ આલમગીરનું નામ ધારણ કરી, પૂર ઠાઠમાઠથી દિલ્હીની ગાદીએ બેઠો ત્યારે એની ઉમ્મર ચાલીસ વર્ષની હતી. રાજ્યના દિવાની અને લશ્કરી કામકાજોમાં તે બહુ પ્રવિણતાથી આગળ પડતો ભાગ લેતો અને એના મનમાં ધર્મનું તો એવું સજ્જડ ભૂત ભરાઈ બેઠું હતું કે એ એમ જ માનતો હતો કે ઇશ્વરે એને દિલ્હીના તખ્ત ઉપર મુસલમાની ધર્મના વિસ્તાર માટે જ બેસાડયો છે. ઔરંગઝેબ બુદ્ધિમાન હતો. પોતે બાહોશ, મુત્સદ્દી અને બહાદુર વીર યોદ્ધો હતો; ચતુર અને અદલ ઇન્સાફી હતો; અને પોતાની ખાનગી રીતભાતમાં સાચો સંયમી અને સાધુવૃત્તિવાળો હતો.

### મીરજુમ્લા

રાજ્યની શરૂઆતમાં ઔરંગઝેબે બંગાળાના સુબા મીરજુમ્લાને આસામ જીતવા હુકમ કર્યો. પણ એની ચઢાઇ નિષ્ફળ ગઇ. એ ઔરંગઝેબનો વિશ્વાસુ અને બહાદુર સરદાર હતો.

### વીસ વર્ષની શાંતિને અંતે

આસામની ચઢાઈ અને રાજ્યપ્રાપ્તિ માટેની ધમપછાડ અને મારામારીને બાદ કરીએ તો ઔરંગઝેબના રાજ્યની શરૂઆતનાં વીસ વર્ષ પૂર્ણ શાંતિમાં ગયાં. એ શાંતિ દરમિયાન આખા ઉત્તર હિન્દમાં એકે

બંડ કે બખેડો નહોતો થયો. પરંતુ એ શાંતિકાળમાં જ ઔરંગઝેબે ઈ. સ. ૧૬૭૨માં પોતાની રાજ્યનીતિ નવેસરથી ઘડવાનું પગલું ભર્યું; અને તે પગલું તે હિન્દુઓને કનડગત કરવાનું. ઔરંગઝેબે એવા હુકમો છોડયા કે દરેક પ્રાંતના સુબાએ પોતાની હદમાં આવેલાં હિન્દુઓનાં દેવળોનો અને શાળાઓનો નાશ કરવો; અને કોઇપણ સ્થળે મૂર્તિપૂજાનું શિક્ષણ અપાતું હોય તો તે સદંતર બંધ કરાવી દેવું. એ હુકમની રૂએ અસંખ્ય દેવળોનો દાટ વળી ગયો.

## જજીયાવેરો

એજ નીતિને અનુસરી ઈ. સ. ૧૬૭૯ માં ઔરંગઝેબે જજીયાવેરાને હિન્દુઓ ઉપર લાધો. ઔરંગઝેબે આ પગલું ભર્યું કે તરત જ રાણા રાજસિંહે સમસ્ત રજપૂતાના તરફથી એક પત્ર લખી બાદશાહને એ કર પાછો ખેંચી લેવાને સલાહનો અને શિખામણનો પત્ર લખ્યો. સામ્રાજ્યની સલામતી ખાતર એ કર ન નાંખવાની રજપૂતોએ સલાહ આપી. પણ ધર્માંધ ઔરંગઝેબે તેનો તિરસ્કાર કર્યો.

પોતાના જ રાજ્યમાં હિન્દુઓ ઉંચા હોદ્દા ભોગવે એ વસ્તુસ્થિતિ ઔરંગઝેબને ખૂંચવા લાગી. એટલે રાજ્યની સલામતી ખાતર યોગ્ય માણસો યોગ્ય દરજ્જે રાખવા-ભલે પછી એ હિન્દુ હોય કે મુસલમાન હોય—એવો જે ઉદાર અને સલામતીભરેલો ચીલો અકબરે પ્રથમ પાડયો હતો અને જે ચીલે જહાંગીર અને શાહજહાં પણ જરાયે આનાકાની વિના ચાલ્યા હતા તે ચીલે ચાલવાની ઔરંગઝેબના ધર્મે એને ચોખ્ખી ના પાડી. એણે એક જ સપાટે ઘણા નાના મોટા રજપૂતોને રાજ્યમાંથી બરતરફ કર્યા. ફક્ત જેઓ ઘણા મોટે દરજ્જે કે કોઈ પ્રાંતની સુબાગીરી ઉપર હતા એવાઓનેજ, તેમને ખસેડવાની યોગ્ય તક ન મળે ત્યાં સુધી, એ અડકયો નહિ. આ રીતે ખાલી પડેલી બધી જગ્યાઓ એણે મુસલમાનોથી જ પૂરી.

## રજપૂતો સાથે લડાઈ

જજીયાવેરો ફરી નાખ્યાથી, હિન્દુ દેવળોના નાશથી અને હિન્દુઓને સરકારી નોકરીમાંથી બરતરફ કર્યાથી, રજપૂતો બહુ જ નારાજ થયા. એમનો ક્રોધાગ્નિ તો ધુંધવાઈ જ રહ્યો હતો. એવામાં ઔરંગઝેબે કાબુલમાં સુબાગીરી કરતા જોધપુરનરેશ જશવંતસિંહના પુત્રને પોશાક આપી નવાજવાને બહાને દિલ્હી બોલાવ્યો. કહેવાય છે કે પોશાકમાં એવું તીવ્ર ઝેર ભેળવ્યું હતું કે એ પોશાક અંગે ચઢતાં જ ઝેર વ્યાપી ગયું અને કુંવર મરણ પામ્યો. આ કારી ઘાના સમાચારથી વૃદ્ધ જશવંતસિંહને જબરો ફટકો પડયો. નીમકહલાલીનો બદલો આવો મળેલો જોઈને એનું હૃદય ચીરાઈ ગયું અને પુત્રશોકના આઘાતથી જશવંતસિંહનો દેહ પણ ટુંક મુદતમાં જ છૂટી ગયો. એનાં મૃત્યુ બાદ ઔરંગઝેબે એની વિધવા રાણીને અને ધાવણા બાળકને દરબારમાં જ રાખવાનો પોતાનો વિચાર જણાવ્યો; પણ ચેતેલા રજપૂતોને, બાળકને અને વિધવા રાણીને ઔરંગઝેબના આશ્રયે છોડી દેવાનું, બીલકુલ યોગ્ય ન લાગ્યું. રજપૂતોના સરદાર વીર દુર્ગાદાસે કુંવરને અને રાણીને ચુપકીથી અને યુક્તિથી અરવલીના નિર્ભય અને સુરક્ષિત સ્થાને મોકલી દીધાં; અને ખરા કુંવરની જગ્યાએ એક દાસીપુત્રને ઉભો કર્યો. એને પણ ઔરંગઝેબના હાથમાં આપી દેવાની ચોખ્ખી ના પાડી. આથી ઔરંગઝેબનો પીત્તો ઉછળ્યો. એણે કુંવરને મેળવવાની હઠ કરી. રજપૂતો પણ તૈયાર જ હતા. લડતાં લડતાં જેટલા બચ્યા તેટલા રજપૂતો બાળ-રાજાને ઉછેરવા લાગ્યા. રજપૂત સ્ત્રીઓએ પણ ઔરંઝેબના હાથમાં ન જતાં જમના નદીમાં કૂદી દેહ ત્યાગ કર્યો. એવામાં જોધપુરનું રાજ્ય પણ ઔરંગઝેબે રજપૂતો પર ગુસ્સે થઈ ખાલસા કર્યું. આથી રાણો રાજસિંહ ક્રોધે ભરાયો અને રાઠોડ સરદારો પણ એની પડખે ઉભા રહેવા એકઠા થયા. રજપૂતાનામાં ઔરંગઝેબ પ્રત્યે પ્રચંડ દાવાનળ સળગ્યો. બાદશાહ જબરૂં લશ્કર ભેગું કરી રજપૂત વીરોને નમાવવાની ઉગ્ર ઈચ્છાથી સામે ધસી આવ્યો. રજપૂતો જરાયે ગભરાયા વિના સામા

થયા. રાજસિંહ ડુંગરોમાં ભરાઈ મુગલ સૈન્યને હેરાન કરવા લાગ્યો. દુર્ગાદાસની સરદારી નીચે રાઠોડો ખુલ્લા મેદાને જુસ્સાથી લડી બાદશાહને થકવવા લાગ્યા. એવામાં દુર્ગાદાસે યુક્તિ કરી શાહજાદા અકબરને (ઔરંગઝેબના પુત્રને) ફોડયો; અને એને એના આખા લશ્કર સાથે પોતાના પક્ષમાં લીધો. આથી બાદશાહ બહુ સંકડામણમાં આવી ગયો. એની જગ્યાએ જો કોઈ કાચો પોચો બાદશાહ હોત તો જરૂર એનો નાશ થાત. પણ ઔરંગઝેબે તો બહુ કુનેહની અને ચાલાકીથી કામ લીધું. એક પત્ર ચાલાકીથી રજપૂતોની છાવણી પાસે રખડતો મૂકી દીધો. પત્ર એવી મતલબનો લખ્યો હતો કે જાણે પોતે પોતાના પુત્ર અકબરની દુશ્મનો જોડે ભળી જઈ એમનો કપટથી નાશ કરવાની હોશિયારીથી, ફીદા થઈ ગયો હોય અને જાણે અકબરની ચતુરાઈ ઉપર પોતાનું આખું રાજ્ય ઓવારી ન જતો હોય! ધાર્યા પ્રમાણે એ પત્ર રજપૂતોના હાથમાં ગયો અને એની અંદરની બીના વાંચતાં જ રજપૂતોને લાગ્યું કે તેઓ છેતરાયા છે. તેઓએ તરત જ અકબરને કપટી જાણી દૂર કર્યો.

રજપૂતોનો બળવો તો શમ્યો જ નહિ. બાદશાહે બહુ બહુ પ્રયત્નો કરી જોયા; અંતે થાકયો અને એણે રજપૂતો જોડે સુલેહ કરી. એમાં જશવંતસિંહના બાળકુંવરને મોટો થાય ત્યારે જોધપૂરનું ખાલસા કરેલું રાજ્ય પાછું આપવાને સ્પષ્ટ જણાવ્યું. આ સુલેહ રજપૂતોએ કબૂલ રાખવાથી બાદશાહ માનભેર પાછો ફર્યો; અને દક્ષિણ તરફ પોતાની સ્વારી લઈ જવાની તૈયારીમાં પડયો.

આપણે જોઈ ગયા છીએ કે ઔરંગઝેબના રાજ્યની શરૂઆતનાં વીસ વર્ષ ઉત્તર હિંદમાં બહુ જ શાન્તિમાં પસાર થયાં હતાં. પરંતુ એ શાંતિ દરમિયાન દક્ષિણ હિન્દમાં તો એને અવારનવાર સૈન્યો મોકલવાં પડયાં હતાં.

### દક્ષિણનો વાઘ—ભડવીર શિવાજી

દક્ષિણમાં શિવાજી નામનો એક મરાઠા સરદાર જન્મી ચૂકયો હતો. એક નાનીશી જાગીરદારીમાંથી એ પોતાનાં બળ અને સત્તા

વધાર્યે જતો હતો. એક પછી એક ડુંગરાઈ કિલ્લાઓ સર કરી પોતાની સત્તાનો પાયો મજબુત કર્યે જતો હતો. દક્ષિણમાં આવેલા બિજાપુરના મુસલમાની રાજ્યને તો એણે 'ત્રાહિ ત્રાહિ' પોકરાવી હતી. બિજાપુરના મસ્ત સરદાર અફ્ઝલખાંને એણે ઠાર કર્યો હતો. આખા દક્ષિણમાં એની શેહ પડતી હતી. દક્ષિણનાં મુસલમાની રાજ્યો એની સામે ચું કે ચાં કરી શકતાં નહિ. શિવાજીનાં સત્તા અને જોર એટલાં બધાં ચાલ્યાં કે એ મુગલ સામ્રાજ્યમાં આવેલાં દક્ષિણનાં રાજ્યોમાં પેસીને લૂંટફાટ કરી જતો હતો. શિવાજીને મુગલ સામ્રાજ્યમાં મસ્તી કરતો અટકાવવાને બાદશાહે ઇ. સ. ૧૬૬૪માં પોતાના મામા સાહિસ્તખાંને મોકલ્યો. પણ એ સાહિસ્તખાંને જીવ લઇને નાસવું પડયું. ત્યાર પછી એજ સાલમાં શિવાજી રાજા તરીકે રાયગઢમાં ગાદીએ બેઠો. શિવાજીને દાબી દેવા બાદશાહે દિલ્હીમાંથી અવારનવાર સરદાર દિલેરખાં, જશવંતસિંહ, જયસિંહ, મુઆઝીમ, આઝીમ વગેરેને લશ્કર આપી મોકલ્યા. પણ શિવાજી કોઇથી ગાંજ્યો ગયો નહિ. શિવાજીએ મુગલોને રમત રમાડી, પોતાનાં કાર્યોથી હિંદુઓમાં ધર્માભિમાન ઉત્પન્ન કર્યું; અને મુગલોને થકવવાની યુદ્ધકળા પણ શીખવી. એ યુદ્ધકળાથી શિવાજી મુઆ પછી પણ મરાઠાઓ ઔરંગઝેબ જેવા બળવાન દુશ્મનને પૂરા પડી શકયા. શિવાજી કદી મુગલોના પ્રચંડ સૈન્ય સામે મેદાને પડી લડાઇ કરવા ઉભો રહેતો નહિ. એ તો લાગ જોઈ ડુંગરોમાંથી ધસી આવતો અને મુગલો સાવધાન ન હોય ત્યારે છાપો મારી એમના પર તૂટી પડતો. આથી મુગલ સૈન્ય શિવાજીને વશ ન જ કરી શકયું. એક વખત ભોળાભાવે જયપુરના રાજા જયસિંહ ઉપર વિશ્વાસ મૂકી એ ઠેઠ દિલ્હી ઔરંગઝેબને મળવા ગયો. ત્યાં બાદશાહે, એને એના દરજ્જા પ્રમાણે અને એની બહાદુરીને છાજે તેવું માન આપવાને બદલે કપટથી કેદ કર્યો. પણ એ ચતુર મરાઠો ઔરંગઝેબની આંખમાં ધૂળ નાખી કેદખાનામાંથી નાસી ગયો. શિવાજીએ બે વાર સુરતનું સમૃદ્ધ શહેર લૂંટયું, અને અઢળક પૈસો તાણી ગયો.

## ઔરંગઝેબ દક્ષિણમાં

રજપૂતોના બળવામાંથી પરવારીને ઔરંગઝેબ પોતાના સૈન્યને કૂચ કરાવતો મારતે ઘોડે દક્ષિણમાં આવ્યો. દક્ષિણમાં આવી એણે પ્રથમ બિજાપુર અને ગોવળકોંડાનાં મુસલમાની (શિયા) રાજ્યોનો નાશ કર્યો. પછી ઉદ્ધત અને મસ્ત બની ગયેલા મરાઠાઓને હેઠા બેસાડી દેવા અને બને તો સામ્રાજ્યના રક્ષણ તળે લાવી દેવાના યત્ન કર્યા.

## બાદશાહની ગંભીર ભૂલ

પોતાની ધર્માંધનીતિને ચુસ્તપણે વળગી રહેવાનો ઔરંગઝેબનો અડગ નિશ્ચય એને દક્ષિણમાં પણ આડે આવ્યો. દક્ષિણમાં આવતાં વાર જ એણે જજીયાવેરો હિન્દુઓ પાસેથી ઉઘરાવી લેવાનો કડક હુકમ બહાર પાડયો; અને ત્રણ માસની ટુંકી મુદત દરમિયાન બરહાનપુર એકલામાંથી જ ૨૬,૦૦૦ રૂપીઆ જજીયાવેરાના ઉઘરાવ્યા. વળી એ ઉપરાંત હિન્દુઓ બાદશાહની પરવાનગી વિના પાલખીમાં કે અરબી ઘોડા ઉપર ન બેસી શકે એવો વધારાનો જહાંગીરી હુકમ કાઢીને ઔરંગઝેબે હિન્દુઓને દાઝયા ઉપર ડામ દીધો. બાદશાહનાં આવાં ઝનૂની કાર્યોથી જે હિન્દુઓ તટસ્થ રહી શકયા હતા તેઓ પણ એના દુશ્મનો સાથે ભળી જઈ દુશ્મનો જ થઈ ગયા.

સૌથી ભયંકર ભૂલ તો એ કરી કે ઔરંગઝેબે પ્રથમ ગોવળકોંડા અને બિજાપુરનાં મુસલમાની રાજ્યો ઉપર મારો ચલાવ્યો. એમ કરવાને બદલે જો એણે પ્રથમ મરાઠા ઉપર જ પોતાનું બધું જોર અજમાવ્યું હોત તો બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો પણ ઔરંગઝેબની મદદમાં ઉભાં રહેત. કારણ કે મરાઠાઓ એમના પણ કટ્ટા દુશ્મન જ હતા. પણ બાદશાહે તો પ્રથમ પોતાનું જોર એ દુશ્મનના દુશ્મન જોડે લડીને ઓછું કરી નાખ્યું, તેથી મરાઠાઓને એ હંફાવી શકયો નહિ.

## બિજાપુરને ખાલસા કર્યું–ઈ. સ. ૧૬૮૬

ગોવળકોંડાને એક બાજુ રાખી પ્રથમ ઔરંગઝેબે શાહજાદા આઝીમને બિજાપુર સર કરવા મોકલ્યો; પણ શાહજાદો નિષ્ફળ નીવડતાં પોતે જાતે લશ્કર લઇને બિજાપુર ઉપર ચઢ્યો; અને એક વર્ષની લડાઇને અંતે ઈ. સ. ૧૬૮૬માં બિજાપુરનો કબજો લીધો.

## ગોવળકોંડા જીત્યું–ઈ. સ. ૧૬૮૭

બિજાપુર જીત્યા પછી ઔરંગઝેબે ગોવળકોંડા ઉપર ધસારો કર્યો. ગોવળકોંડાનો સુલતાન મરાઠાઓને મુગલો તરફ ઉશ્કેરતો હતો એ વાતથી એને ખીજ ચઢી હતી. જ્યારે સુલતાન અબુલહસને જોયું કે બાદશાહ ખીજાયો છે ત્યારે તેણે પણ પોતાની બધી જ તૈયારીથી અને શૌર્યથી કિલ્લાનું રક્ષણ આદર્યું. મુગલોને એ કિલ્લો સર કરવો પ્રથમ તો મુશ્કેલ લાગ્યો કેમકે મુગલોનાં આવતાં ધાનપાણીને મરાઠાઓ રસ્તામાં જ લૂંટી લેતા અને મુગલોને ત્રાસ આપતા. આથી ઔરંગઝેબને લાગ્યું કે એ કિલ્લાને નાખેલો ઘેરો ઉઠાવી જ લેવો પડશે. પણ એવામાં એક રાજદ્રોહી ફૂટ્યો એટલે મુગલ સૈન્ય કિલ્લામાં પેઠું અને કિલ્લો સર કર્યો, ઇ. સ. ૧૬૮૭.

## મરાઠાઓ સાથે ઝપાઝપી

દક્ષિણમાં મુસલમાની રાજ્યો પડ્યાં તો ય મરાઠાઓને કશી જ આંચ આવી નહતી અને જ્યારે ઔરંગઝેબે પોતાનાં શસ્ત્રો તેઓની તરફ ફેંકવા શરૂ કર્યાં ત્યારે એને ખ્યાલ ન હતો કે મરાઠાઓ એની વિરૂદ્ધ છેવટ સુધી ટકશે. ઔરંગઝેબે મરાઠાઓ સાથે વીસ વર્ષ વીતાવી દીધાં તોયે મરાઠી સત્તાનો પાયો એ ઉખેડી શક્યો નહિ. મરાઠાઓ સાથે જંગ માંડીને એવો તો ગુંચવાઇ ગયો કે એ ફરી દિલ્હીના દરવાજા જોઇ શક્યો નહિ. અલબત્ત, અવારનવાર બાદશાહને નજીવી જીતો મળતી છતાં એ જીતો બહુ મોંઘી પડતી.

## શંભાજીનો વધ

મુગલ સૈન્યના શરૂઆતના ધસારામાં ઔરંગઝેબને એક નાનોસુનો વિજય મળી ગયો. બાદશાહના સરદારે શિવાજીના પુત્ર શંભાજીને કેદ કર્યો. ઔરંગઝેબે એને મુસલમાન થવાની શરતે બચાવવાનું કહ્યું; પરંતુ ભડવીર શિવાજીના વીર પુત્ર શંભાજીએ એ હલકટ શરતને તુચ્છકારી નાખી. આથી શંભાજીનો બાદશાહે ઘાત કરાવ્યો, ઈ. સ. ૧૬૮૯. એનો બાળક પુત્ર શિવાજી અથવા શાહુ પણ કેદ પકડાયો હતો.

## શંભાજીના વધ પછી

શંભાજીના નાશ પછી પણ મરાઠાઓ હિંમત ન હાર્યા. યુદ્ધ તો ચાલુ જ રહ્યું. મરાઠાઓની રાયગઢની રાજધાની મુગલોએ જીતી પણ રાજારામ મુગલોની વિરૂદ્ધ બધી વ્યવસ્થા કરતો હતો, અને સફળ રીતે મુગલોના ધસારાને હંફાવતો હતો. એના ગુજરી ગયા પછી એની સ્ત્રી તારાબાઈએ યુદ્ધ જારી રાખ્યું. લાગલાગટ વીસ વરસ સુધી બાદશાહે ફોકટ પ્રયત્નો કર્યા પણ શિવાજીનું દાખલ કરેલું મરાઠી ગૌરવ બાદશાહને ન નમ્યું. બાદશાહે થાકીને મરાઠા જોડે સંધિ કરવાનો વિફળ પ્રયત્ન પણ કરી જોયો. પણ એમાં એ ન ફાવવાથી નિરાશ બની પાછો ફર્યો. મરાઠાઓ તેની પછવાડે પડયા. અને બાદશાહ કેદ પકડાતો મહા મુશ્કેલીથી બચીને અહમદનગરમાં ભરાઈ બેઠો. ત્યાં જ ૮૯ વર્ષની પાકટ વયે ૪૯ વર્ષ રાજ્ય કરી તે મરણ પામ્યો, ઈ. સ. ૧૭૦૭.

## પંજાબના શિખો

શિખ પ્રજાને ઉભી કરનાર આદિ પુરૂષ નાનક નામનો એક સાધુ પુરૂષ હતો. હિંદુમુસ્લીમ વચ્ચે નિરંતર કજીયા થયા કરશે એવી આગાહી પ્રથમ એ મહાપુરૂષને થઈ ચૂકેલી. એવી દુઃખદ સ્થિતિ ઉભી થવા ન પામે એવા ઉપાયો એ સાધુ પુરૂષે બાબરના વખતમાં જ યોજવા શરૂ કર્યા.

એ ગુરૂ નાનકે હિંદુમુસ્લીમ બન્નેના ધર્મમાંથી સારાં સારાં તત્ત્વો ચૂંટી લઈ એક નવો જ ધર્મ ફેલાવ્યો અને એ નવા ધર્મમાં હિંદુ અને મુસ્લીમો બન્ને જોડાયા. એ ધર્મને અનુસરનારાઓને નાનકે શિષ્ય એટલે શિખ નામ આપ્યું. એ શિખ લોકો શાન્તપણે રહી કોઇને હરકત કર્યા વિના પોતાનો નવો ધર્મ અનુસરતા. એથી બાબરથી માંડી શાહજહાં સુધી એમને કોઇએ છેડયા નહોતા. પરંતુ ધર્માંધ ઔરંગઝેબના વખતમાં એ શિખ લોકોના ધર્મગુરૂ ગોવિંદને અને બીજા ઘણા શિખોને નિર્દય રીતે મારી નાખવામાં આવ્યા.

## ઔરંગઝેબની નિષ્ફળતાનાં કારણો

બાદશાહ તરીકે સમસ્ત પ્રજાનું રક્ષણ ઔરંગઝેબે કરવું જોઈતું હતું, તેને બદલે ફક્ત સુન્ની મુસલમાનોનું ઉપરીપણું લઈ, એમના લાભ માટે એ તૂટી મર્યો એ એની ધર્મ તરફ અતિમાનને લઇને થયેલી ભૂલ હતી; જ્યારે અકબર ચેતી ગયેલો હતો કે જે રાજ્યમાં પ્રજાનો મોટો ભાગ હિંદુઓનો છે ત્યાં એ મોટા ભાગની મદદ અને સહકાર વિના રાજ્ય નભી જ ન શકે. ઔરંગઝેબ આ રાજ્યસૂત્ર નહોતો જ સમજ્યો. જહાંગીરે પોતાના બાપ અકબરની ઉદાર અને સહિષ્ણુ નીતિનો પોતાના વખતમાં અમલ કર્યો હતો. એના વખતમાં હિંદુઓને મંદિરો બાંધવાની છૂટ હતી એટલું જ નહિ પરંતુ કોઇ કોઇ વાર તો હિંદુઓને એવાં કામમાં જોઇતી મદદ પણ એ કરતો. પરંતુ શાહજહાંના વખતમાં અકબરની એ ઉદાર રાજનીતિનું પ્રથમ ઉલ્લંઘન થયું. એના વખતમાં થોડાઘણા હિંદુ દેવળોનો નાશ થયેલો; પણ ઔરંગઝેબે તો હદ વાળી. ઇ. સ. ૧૬૭૮માં રાજા જશવંતસિંહના મરણ પછી ઔરંગઝેબે પોતાની ઝનૂની રાજનીતિ અખત્યાર કરી. જજીયાવેરો દાખલ કર્યો અને હિંદુ મંદિરોનો દાટ વાળી નાખ્યો. આવાં ઝનૂની કાર્યોથી જ હિંદુઓ એને પોતાના ધર્મનો કટ્ટો શત્રુ માનતા. જે રજપૂતો અકબરના વખતમાં રાજ્યના સ્તંભ ગણાતા તેજ રજપૂતો હવે શત્રુ થયા. જે

શિવાજીને હિંદુઓ દેવ સમાન ગણતા અને પોતાના ધર્મના રક્ષક તરીકે પૂજતા તેજ શિવાજીને એક લૂંટારા તરીકે ગણી એનું અપમાન કરી બાદશાહે મરાઠાઓને પણ પોતાની વિરૂદ્ધ છંછેડયા. વળી બિજાપુર અને ગોવળકોંડાના શિયા રાજ્યોનો નાશ કરીને ઔરંગઝેબે મરાઠા ઉપરનો મુસલમાની રાજ્યોનો કાયમનો કાબુ કાઢી નાખ્યો.

## ઔરંગઝેબનું ચારિત્ર્ય

એક મનુષ્ય તરીકે જો આપણે ઔરંગઝેબની તરફ નજર નાખીએ તો આપણને જણાયા વિના ન જ રહે કે એનું વર્તન કોઈ સારા સંયમી અને તપસ્વી ફકીરને શોભે એવું જ હતું. પણ જ્યારે આપણે એને એક બાદશાહ તરીકે જોઇએ ત્યારે આપણને એની ગંભીર ભૂલો અને દોષો જણાય છે. ચુસ્ત મુસલમાન બાદશાહ તરીકે વર્તીને જ એણે રાજ્યમાં બિનમુસ્લિમ પ્રજા તરફ બેદરકારી, ઘાતકી અને જુલ્મી વર્તન ચલાવ્યાં; છતાં એનું કડક વર્તન એના ધર્માંધપણાને જ આભારી હતું એ વાત ચોકખી છે. જો એના રાજ્યમાં સઘળા સુન્ની મુસલમાનો જ હોત તો ઔરંગઝેબનું રાજ્ય અવશ્ય બહુ જ યશસ્વી નીવડયું હોત અને બાદશાહ પોતે પણ દેવ તરીકે ઘેરઘેર પૂજાઇ શક્યો હોત.

બાકી એના ગુણો તો ઘણા હતા. તે લડાઈમાં શૂરો, ઉદ્યોગી, દૃઢ મનનો, બુદ્ધિવાળો, અને ચતુર પુરૂષ હતો. પણ એના ધર્માંધપણાને લઇને એનામાં કપટ, અણવિશ્વાસ, પક્ષપાત, ને નિર્દયતા જેવા અનેક દુર્ગુણો ઘર કરી બેઠા હતા. ઔરંગઝેબ શરીરે પાતળો પણ મજબુત બાંધાનો હતો. એ હમેશાં સાદાઇમાં જ રહેતો. બાદશાહી ઠાઠમાઠ અને દમામથી રહેવાનું એને ગમતું જ નહિ. દારૂને તો હરામ ગણી એ અડકતો પણ નહિ. ગાનતાન અને નાચ પર એને ઘણી ચીડ હતી. એ એટલો બધો ધર્મપરાયણ હતો કે ચાલતા યુદ્ધે પણ નિમાજ પઢવી એ ચૂકતો નહિ. વળી રાજ્યમાંથી પોતાના ખાનગી ખર્ચને માટે એક

પાઈ પણ વાપરવી એને એ અધર્મ ગણતો; તેથી જાતે ટોપીઓ બનાવી પોતાનું ગુજરાન ચલાવતો.

## અકબર અને ઔરંગઝેબની તૂલના

ઔરંગઝેબના અમલ નીચે મુગલસત્તા મહત્તાની ટોચે પહોંચી હતી. પરંતુ એ વિસ્તૃત રાજ્યનો બોજો એટલો બધો વધી ગયો હતો કે એના છેલ્લા દિવસોમાં જ સામ્રાજ્યના પાયા હચમચી ઉઠયાનાં સ્પષ્ટ ચિહ્નો જણાઇ ચૂકયાં હતાં. મુસલમાન ઇતિહાસકારો એ સંયમી અને ચુસ્ત મુસલમાન બાદશાહને મુગલ વંશના સૌથી મહાન બાદશાહ તરીકે—અકબરથી પણ વધારે મહાન—વર્ણવે છે. ઉત્સાહ, મનની દ્દઢતા અને કાબેલિયતમાં તે અકબરથી કોઇ રીતે ઉતરે તેવો ન હતો. મહાન અકબરની માફક જ તે મહેનતુ અને ખંતીલો હતો. પરંતુ બીજી કેટલીક બાબતોમાં અકબરથી તે છેક ભિન્ન પડતો હતો. બન્ને રાજ્યકૌશલ્યમાં એકકા હતા. ઔરંગઝેબ હમેશાં પોતાનું રાજકીય ધ્યેય સાધવામાં ધર્માંધ રાજનીતિનો આશ્રય લેતો, જ્યારે મહાન અકબર સર્વ પ્રજા તરફ અને તાબે થયેલા દુશ્મન તરફ પણ ઉદાર અને સહિષ્ણુ રહેતો.

અકબર ઔરંગઝેબ વચ્ચેનો મોટો તફાવત તો આપણને એ બન્નેનું હિંદુઓ તરફનું ભિન્ન ભિન્ન વલણ જોવાથી જણાઇ આવે છે. આપણે જોઈ ગયા છીએ કે જ્યારે અકબરે જે હિંદુઓ, ખાસ કરી રજપૂતો, પોતાના દુશ્મન હતા તેમને પોતાના સ્નેહાળ અને સહિષ્ણુ વર્તનથી રાજ્યના ખરા વફાદાર મદદગાર બનાવી દીધા, ત્યારે ઔરંગઝેબે તેજ વફાદાર બની ગયેલા રાજ્યના ખરા સ્તંભરૂપ રજપૂતોને વિના કારણ, પોતાની ધર્માંધતામાં તણાઇ જઇ, છંછેડયા અને આખરે એમની અમૂલ્ય સહાય કાયમને માટે જતી કરી. વળી હિંદુઓને કોઇ પણ સરકારી નોકરીમાં ન જ રાખવાં એવા જોહુકમી

અને સામ્રાજ્યને હાનિકારક ફરમાન કાઢીને તો સામ્રાજ્યની વ્યવસ્થાને ઘણી કફોડી કરી નાખી, અને જે રાજ્યકારભાર સરળતાથી નભ્યે જતો હતો તેમાં આડખીલી નાખી. વળી તેણે જજીયા વેરાનો જુલ્મી કર ઉત્તર હિન્દમાં નાખી એનાં ખરાબ પરિણામો ચાખ્યાં તોય એટલાથી સંતોષ ન મળ્યો હોય તેમ એ જ જજીયા વેરો દક્ષિણ હિન્દમાં પણ અજમાવ્યો. પરિણામ એ આવ્યું કે જે હિન્દુઓ તટસ્થ રહી શકયા હોત તે જ હિન્દુઓ મરાઠા સાથે ભળી જઇ મુગલોના કટ્ટા દુશ્મન બની ગયા. આ જ કારણને લઇ મુગલસામ્રાજ્યની પડતી થવા માંડી એમ કહીએ તો કશું ખોટું નથી.

## પ્રકરણ ૪થું

# મુગલસામ્રાજ્યનાં પડતી અને અસ્ત

## ઇ. સ. ૧૭૦૭–૧૮૬૨

### ૧. મુગલસામ્રાજ્યની પડતી, ઈ. સ. ૧૭૦૭–૧૭૪૮

**બહાદુરશાહ, ઈ. સ. ૧૭૦૭–૧૨**

ઔરંગઝેબ પોતાની પાછળ ચાર પુત્રો મૂકી ઇ. સ. ૧૭૦૭માં અહમદનગરમાં મરણ પામ્યો. એ ચાર પુત્રો મુઆઝીમ, આઝીમ, અકબર અને કામબક્ષ હતા. આમાંથી શાહજાદો અકબર, ઔરંગઝેબ જીવતાં જ બાપથી જુદો પડી ઇરાનમાં નાસી છૂટયો હતો. બાકી રહેલા ત્રણે પુત્રો બાપના મોત પછી માંહોમાંહે રાજય માટે ઝઘડા કરવા

લાગ્યા. ઔરંગઝેબ જાણુતો હતો કે એના મરણુ પછી એના પુત્રો ગાદી માટે મારામારી કર્યા વિના રહેવાના નથી, એટલે ચેતીને જ એણે મરતાં પહેલાં રાજ્યની પોતાના પુત્રો વચ્ચે યોગ્ય વહેંચણી કરી, એક કાચો દસ્તાવેજ ઘડી રાખ્યો હતો; એના મુઆ પછી એ કાચો દસ્તાવેજ એની પથારીના ઓસીકા નીચેથી પુત્રોના હાથમાં આવ્યો. છતાં એ ગોઠવણુ પ્રમાણે ત્રણુ પુત્રોમાંથી એકે જણુ વર્તવા તૈયાર ન હતો. દરેકને આખું રાજ્ય માણુવાનો જ મનસુબો હતો. એટલે શાહજાદો આઝીમ તાબડતોબ પોતાને બાદશાહ કહેવડાવવા લાગ્યો; પરંતુ એના મોટા ભાઈ મુઆઝીમે એને આગ્રા પાસે હરાવીને માર્યો અને પોતે બહાદુરશાહ નામ ધારણુ કરી ગાદીએ બેઠો. શાહજાદા કામબક્ષે પણુ દક્ષિણુમાં લશ્કર ભેગું કરી પોતાથી થાય તેટલા પ્રયત્નો રાજ્ય મેળવવા માટે કર્યા પણુ એને તો સરદાર ઝુલ્ફીકારખાંએ જ હરાવી મારી નાખ્યો. આથી ઝુલ્ફીકારખાં, બાદશાહ બહાદુરશાહનો માનીતો થયો અને બાદશાહનો વજીર બની બેઠો.

## જાણુવાજોગ બીજી બાબતો

( ૧ ) પોતાના સરદારો, સહાયકારો, અને અમીર ઉમરાવોનો પ્રેમ સંપાદન કરી બહાદુરશાહે રજપૂતો જોડે પણુ મૈત્રી બાંધી. રજપૂતો ઉપરનો જજીયા વેરો બંધ કર્યો અને મહાન અકબરની ઉદાર રાજનીતિ પ્રમાણે ચાલવાનું વચન આપી એણે રજપૂતોનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો.

( ૨ ) મરાઠા લોકોનું મન રંજન કરવા અને એમનો મુગલો તરફનો અણુગમો દૂર કરવા બાદશાહે દિલ્હીમાં ઔરંગઝેબના વખતથી કેદ કરી રાખેલ શંભાજીના પુત્ર શિવાજી ( શાહુ )ને છૂટો કરી એને સહિસલામત દક્ષિણુમાં પહોંચતો કર્યો.

## બહાદુરશાહનું મૃત્યુ

શિખ લોકોને હરાવી પાછા ફરતાં લાહોર મુકામે બાદશાહે દેહ છોડયો, ઈ. સ. ૧૭૧૨. બહાદુરશાહના વખતમાં રાજ્યમાં શાન્તિ સારી

હતી. શિખોની ધમપછાડ બાદ કરતાં બીજી કોઈ જગ્યાએ ખળભળાટ મચ્યો ન હતો. બાદશાહ પોતે સ્વભાવે ભલો અને ઉદાર દિલનો હતો. રજપૂતો સાથે અકબરની ઉદાર રાજનીતિને વળગી રહેવાનું એનું ડહાપણ વખાણવા જેવું હતું.

## જહાંદારશાહ ઈ. સ. ૧૭૧૨ થી ૧૭૧૩

બાદશાહ બહાદુરશાહને પણ ચાર પુત્રો હતા. એ ચારે પુત્રોમાં સૌથી કાબેલ આઝિમુશાં બાપની હયાતિમાં જ બંગાળાનો સુબો હતો. પરંતુ બાપના મોત પછી તરત ઉપડેલી રાજ્ય માટેની કાપાકાપીમાં એનો પહેલો જ ભોગ લેવાયો હતો. બીજા બે પુત્રો પણ રાજ્ય મેળવવાની ધમાલમાં હોમાઈ ગયા. છેલ્લો જીવતો રહેલો જહાંદારશાહ, વઝીર ઝુલ્ફીકારખાંની મદદથી રાજ્યનો ધણી થઇ પડયો. એ બાદશાહ સાવ નાલાયક અને વિષયી નીવડવાથી લોકોએ એની સામે બળવો કર્યો. એ અંધેરનો લાભ લઇ એના ભત્રિજા ફરૂખશીઅરે (આઝિમુશાંનો પુત્ર) બંગાળામાં બળવો જગાડયો; અને સૈયદ અબદુલ્લા અને સૈયદ હુસેનની મદદથી, આગ્રા પાસે જહાંદારશાહને અને એના વઝીર ઝુલ્ફીકારખાંને હરાવી માર્યાં. પછી પોતે દિલ્હીની ગાદીએ બેઠો.

## ફરૂખશીઅર, ઈ. સ. ૧૭૧૩ થી ૧૭૧૯

ફરૂખશીઅર બાદશાહ તરીકે કશા કામનો ન હતો. આખા રાજ્યમાં એનું કયાંય ચલણ ન હતું. એ એટલો બધો નિર્બળ મનનો હતો કે પોતાનો બાદશાહ તરીકેનો દમામ એ સાચવી શકતો ન હતો. જે સૈયદ ભાઈઓની મદદથી એ રાજ્યગાદી મેળવવા ભાગ્યશાળી થયો હતો, તેમના હાથમાં બાદશાહ ફરૂખશીઅર તો એક રમકડાં જેવો થઇ પડયો હતો. બાદશાહ ફરૂખશીઅરના વખતમાં શિખોને સજ્જડ હાર આપવામાં આવી. શિખોના સરદાર ગુરૂ બંદાને કેદ કરવામાં આવ્યો. અને પાછળથી બહુ ક્રૂર રીતે મારી નાખવામાં આવ્યો. બીજા પણ હજારેક શિખોની કતલ કરવામાં આવી.

## મુહમ્મદશાહ, ઈ. સ. ૧૭૧૯ થી ૧૭૪૮

ફરૂખશીઅરનો ઘાત કરાવ્યા પછી પેલા બે સૈયદ ભાઈઓએ એક પછી એક એમ ત્રણ બાદશાહોને ગાદીએ બેસાડયા પણ એ બધા ટુંક મુદતમાં જ હતા ન હતા થવાથી આખરે એ બે ભાઈઓએ બહાદુરશાહના પૌત્ર મુહમ્મદશાહને ગાદી આપી દિલ્હીનો બાદશાહ બનાવ્યો.

## સૈયદ ભાઈઓનો નાશ

જહાંદારશાહના વખતથી રાજ્યમાં ધણીરણી થઈ પડેલા આ બે સૈયદ ભાઈઓની વધતી જતી સત્તા મુહમ્મદશાહને ખૂંચવા લાગી; એથી એમનો ઘાટ ઘડવાના ઇરાદાથી બાદશાહે દક્ષિણના બળવાન થઈ પડેલા સુબાને હરાવી ઠેકાણે લાવવાને બ્હાને સૈયદ હુસનને સાથે લઈ દક્ષિણ ઉપર સવારી કરી. બીજા ભાઈને દિલ્હીમાં રાખી, રસ્તામાં જ બાદશાહે સૈયદ હુસેનનો ઘાટ ઘડી નાખ્યો. એ સમાચાર અબદુલ્લાને મળતાં પોતાના ભાઈનું વેર લેવા એ લશ્કર લઈ આવી પહોંચ્યો; પણ બાદશાહે એને શાહપુર આગળ હરાવી માર્યો. આ પ્રમાણે બન્ને સૈયદ ભાઈઓની જોહુકમી સત્તા અંતે અસ્ત પામી. એ ભાઈઓ જબરા મુત્સદ્દી અને પહોંચેલા હતા. ધારે તેને ગાદીએ બેસાડતા અને ધારે તેને ઘડીના છઠ્ઠા ભાગમાં ગાદીએથી ઉઠાડી મૂકતા કે મારી નાંખતા. આ બન્ને ભાઈઓ ઈતિહાસમાં "બાદશાહ બનાવનાર" ને નામે પંકાયલા છે.

## સામ્રાજ્યની ઉતરતી કળા અને રાજ્યના ભાગલા

મુહમ્મદશાહનું રાજ્ય પ્રમાણમાં બહુ લાંબું નવ્યું. ઇ. સ. ૧૭૧૯થી માંડીને ૧૭૪૮ સુધી એણે રાજ્ય કર્યું. પણ એ દરમિયાન દિલ્હીના રાજ્યનો દોર સાવ કમી પડી ગયો. એ બાદશાહમાં મુગલસામ્રાજ્ય જેવા વિશાળ સામ્રાજ્યને ચલાવવાની શક્તિ ન હતી; એથી એના નબળા રાજ્યવહીવટમાં સામ્રાજ્યના મુસલમાન સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા, મરાઠાઓ જોર ઉપર આવી આગળ ધસી આવ્યા, અને હુમલાખોર પરદેશીઓ પણ હિન્દ ઉપર તૂટી પડ્યા.

## દક્ષિણમાં નિઝામ સ્વતંત્ર થયો

સૈયદભાઈઓને મારી હઠાવ્યા પછી બાદશાહે દક્ષિણના સુબા નિઝામ-ઉલ-મુલ્કને પોતાનો વજીર નિમ્યો; પરંતુ એને બાદશાહની સાથે નહિ બનવાથી એ પાછો પોતાને સ્થાને દક્ષિણમાં ગયો. હૈદરાબાદમાં એણે પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપી અને મુહમ્મદશાહને સમ્રાટ્ તરીકે ગણવાની ચોકખી ના પાડી. આ પ્રમાણે ઇ. સ. ૧૭૨૦-માં નિઝામના સ્વતંત્ર રાજ્યની શરૂઆત થઇ.

## અયોધ્યાનો સુબો સાદતખાં સ્વતંત્ર થયો

નિઝામના દક્ષિણમાં ચાલી જવા પછી બાદશાહે અયોધ્યાના સાદતખાંને પોતાનો વઝીર બનાવ્યો. પરંતુ એ પણ, બાદશાહની કેટલીક રીતભાત એને નહિ ગમવાથી, દિલ્હી છોડી અયોધ્યા ચાલ્યો ગયો. બાદશાહની નબળાઈ પારખી જઇને એ સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. આ પ્રમાણે અયોધ્યા પણ સામ્રાજ્યના અંકુશમાંથી સરકી ગયું.

## બંગાળાનો અલીવર્દીખાં સ્વતંત્ર થયો

સામ્રાજ્યની નબળી થતી હાલત જોઇને બંગાળાના સુબા અલી-વર્દીખાંનું મન પણ સ્વતંત્ર થવા લોભાયું. અલીવર્દીખાંએ દિલ્હીની ધૂંસરી દૂર ફેંકી દઈ બાદશાહને ખંડણી મોકલવી બંધ કરી દીધી.

## રોહિલાઓ પણ ફાવ્યા

સામ્રાજ્યને હળવે હળવે છિન્નભિન્ન થતું જોઇને ગંગાની ઉત્તરે રોહિલખંડમાં આવી વસેલા અફઘાનો બળવો જગાવી સ્વતંત્ર થઇ બેઠા અને બાદશાહનું ઉપરીપણું કબુલવું બંધ કરી દીધું.

## મરાઠાઓ પણ ન ભૂલ્યા

મુગલસામ્રાજ્યને છડેચોક લૂંટાતું જોઇને મરાઠાઓને લૂંટમાં ભાગ પડાવી લેવાનું મન થયું. એ વખતે મરાઠી રાજ્યનો કાબુ બીજા

પેશવા બાજીરાવના હાથમાં હતો. એ પેશવા જબરો યોધ્ધો હતો. બાજીરાવે પોતાના બાહોશ સરદારોને દોડાવી પોતાના ભાગે લૂંટનો સારો હિસ્સો જમા કરાવી લીધો. ગાયકવાડે ગુજરાત, હોલ્કરે માળવા, અને સિંધિયાએ બુંદેલખંડ જીતી લીધાં.

### અધુરામાં પૂરૂં

બાદશાહ મુહમ્મદશાહના વખતમાં થઈ પડેલી આટલી બધી પડતીમાં અને રાજ્યની થતી જતી છિન્નભિન્નતામાં જાણે હજી બાકી રહ્યું હોય તેમ એક નવી આફત પરદેશથી આવી ચઢી. લગભગ ત્રણ સૈકાથી હિન્દ પરદેશના હુમલાથી મુક્ત હતું. તૈમુર લંગડાની કતલ અને લૂંટને યાદ કરાવે એવો હુમલો ઈરાન દેશનો નાદિરશાહ હિન્દ ઉપર લઇ આવ્યો, ઇ. સ. ૧૭૩૯.

### નાદિરશાહ

નાદિરશાહ ઈરાનનો બાદશાહ હતો. એ પહાડ જેવો ખડતલ આદમી હતો. રંગીપેંગી માણસો તો એનો બિહામણો અને કાળો ચહેરો જોઇને જ ઢીલા પડી જતા. પોતાની સાથે પ્રચંડ સૈન્ય લઇ દિલ્હીપર એ ચઢી આવ્યો. દિલ્હીના બાદશાહની આણ તો કોઇ માનતું નહિ હતું. એથી કશા પણ અટકાવ વિના નાદિરશાહ કર્નાલ પાસે મુહમ્મદશાહના લશ્કરને હરાવી દિલ્હીમાં દાખલ થઇ ગયો. નાદિરનો વિચાર ફક્ત દિલ્હીને લૂંટી પુષ્કળ દોલત ઇરાનમાં ઘસડી જવાનો હતો. પણ સવારમાં ઉઠીને જુએ છે તો પોતાના કેટલાક સૈનિકો દિલ્હીમાં મરાએલા જોયા. એકદમ નાદિરનો પીત્તો ઉકળ્યો. તેણે દિલ્હીના લોકોને મારવાનો અને શહેર લૂંટવાનો હુકમ છોડયો. આખો દિવસ નિર્દોષ માણસોની કતલ ચાલી, ઘરબારોને આગ લગાડવામાં આવી, અને હાથ આવી તેટલી તમામ માલમત્તા લૂંટી લેવામાં આવી. સાંજે મુહમ્મદશાહથી જોયું ન ગયું ત્યારે તે નાદિરને પગે પડયો અને કતલ અટકાવવા બહુ બહુ વિનતિ કરી. નાદિરનું વજ્ર હૈયું પીગળ્યું અને એણે

લશ્કરને એ ઘાતકી કામમાંથી પાછું બોલાવી લીધું. બીજે દિવસે નાદિરે દિલ્હીના દરદાગીનાઓ અને ઝવેરાતથી ભરેલા ખજાનાનો કબજો લીધો અને મયૂરાસન, સોનાના મુગટો, ઉત્તમ હાથીઓ, ઘોડાઓ, તોપો, કિંમતી વસ્ત્રો અને એ ઉપરાંત અમીર ઉમરાવોને ખૂબ લૂંટી જે સઘળું હાથ લાગ્યું તે બધું જ પોતાની સાથે લઇ ઇરાન પાછો ચાલ્યો ગયો.

### નાદિરના ગયા પછી

નાદિરની ચઢાઇથી મુગલરાજ્ય છેક જ ગબડી ગયું. નાના સુબેદારોએ અને નવાબોએ સુદ્ધાં નજરાણાં મોકલવાનું બંધ કર્યું. મરાઠાઓ પણ જોર ઉપર આવી બંગાળા અને દક્ષિણ હિન્દમાં ઘૂમતા અને ચોથ ઉઘરાવતા.

નાદિરના ગયા પછી આઠ વર્ષે ઇ. સ. ૧૭૪૭માં અહમદશાહ દુરાનીએ પંજાબ ઉપર ચઢાઈ કરી સરહિંદ લીધું; પરંતુ શાહજાદા અહમદશાહે ( મુહમ્મદશાહનો પુત્ર ) તેની જોડે બહાદુરીથી લડી તેને પાછો કાઢયો. મુગલ બાદશાહનો આ છેલ્લો જ જય હતો. આ જીત પછી થોડા જ વખતે મયૂરાસન ઉપર કોહીનૂર ધારણ કરી બેસનાર છેલ્લો મુગલ બાદશાહ મુહમ્મદશાહ મરણ પામ્યો. ઈ. સ. ૧૭૪૮

## ૨. મુગલસામ્રાજ્યનો અસ્ત, ઈ. સ. ૧૭૪૮-૧૮૬૨

### અહમદશાહ-૧૭૪૮ થી ૧૭૫૪

મુહમ્મદશાહ પછી એનો પુત્ર અહમદશાહ દિલ્હીનો બાદશાહ થયો. એના વખતમાં અમીર ઉમરાવો વચ્ચે ભાતભાતના કજીયાઓ થયે જતા. એના સમયમાં અહમદશાહ અબદલ્લી અથવા દુરાનીએ ફરી હિન્દ ઉપર સવારી કરી પંજાબને સર કર્યું. ત્યારપછી ઈ. સ ૧૭૫૪ માં વજીર ગાઝિયુદ્દીને અહમદશાહની આંખો ફોડી નાખી, એને પદભ્રષ્ટ કર્યો, અને જહાંદારશાહના એક પુત્રને ગાદીએ બેસાડયો. અહમદશાહ પોતાની

રાજ્ય કારકિર્દી દરમિયાન પોતાના વજીરના હાથમાં એક રમકડાં જેવો જ થઈ રહ્યો હતો.

## આલમગીર બીજો-ઈ. સ. ૧૭૫૪ થી ૧૭૫૯

વજીર ગાઝિયુદ્દીનની મદદથી ગાદીએ આવેલો જહાંદારશાહનો પુત્ર આલમગીર બીજો એવું ઉપનામ ધારણ કરી રાજ્ય ચલાવવા લાગ્યો. આ આલમગીરના વખતમાં અહમદશાહ દુરાની ત્રીજીવાર હિંદમાં આવ્યો. એ સવારીમાં એણે દિલ્હીને ફરીથી લૂંટયું અને ૧૭ વર્ષ પહેલાં નાદિરશાહે બજવેલ કરણ હત્યાકાંડ દિલ્હીમાં ફરી બજવ્યો, ઈ. સ. ૧૭૫૫.

આ બાદશાહના વખતમાં ગાઝિયુદ્દીનના પુત્ર અને બાજા ઉમરાવો વચ્ચે રાજ્યખટપટ અને પ્રપંચો રચાયે જતાં; એ અરસામાં જ ગાઝિયુદ્દીનના વજીર પુત્રે મરાઠાઓને પોતાની મદદે બોલાવ્યા. મરાઠાઓ, બાજીરાવ (૨ જો પેશવા) ના નાનાભાઈ રાઘોબાની સરદારી નીચે મદદે આવ્યા અને પંજાબનો કબજો લીધો. ત્યાર પછી થોડા જ કાળમાં આલમગીર બાદશાહને એના વજીરે મારી નાખ્યો, ઈ. સ. ૧૭૫૯.

## શાહઆલમ બીજો-ઈ. સ. ૧૭૫૯ થી ૧૮૦૬

બાદશાહ આલમગીરના મોત પછી અહમદશાહનો શાહજાદો વજીરની મદદથી દિલ્હીનો નામધારી બાદશાહ થયો. એ કેવળ સત્તાહીન હતો. આ બાદશાહે દિલ્હીની બાદશાહી ૫૦ વર્ષના લાંબા ગાળા સુધી ભોગવી. એના વખતમાં મરાઠાઓ પૂર જોસમાં આવ્યા અને તેમણે મુગલાઈ સત્તાને મૂળમાંથી ઉખેડી નાખવાનો ભારે પ્રયત્ન કર્યો. પરંતુ ઈ. સ. ૧૭૬૧માં અહમદશાહ દુરાનીએ પાંચમીવાર ચઢી આવી મરાઠાઓને પાણીપતના મેદાનમાં સજ્જડ હાર આપી. (મરાઠાઓનો સંપૂર્ણ ઇતિહાસ આગળ આપવામાં આવ્યો છે.) શાહઆલમ તો માત્ર નામનો જ બાદશાહ રહ્યો. લગભગ બધા જ સરદારો સ્વતંત્ર બની ગયા. બાદશાહના તાબામાં તો ફક્ત દિલ્હી અને આગ્રા બે જ રહ્યાં.

પાણીપતની જબ્બર હાર પછી લગભગ ૧૦ વર્ષે મરાઠી સત્તા ફરી જોર પર આવી અને તે વખતે મરાઠાઓએ સિંધિયાની સરદારી નીચે દિલ્હીનો કબજો લઇ શાહઆલમ બાદશાહને પણ પોતાના કબજામાં રાખ્યો, ઇ. સ. ૧૭૭૧. સિંધિયાના રક્ષણ નીચે શાહઆલમ ઇ. સ. ૧૭૭૧ થી ૧૮૦૩ સુધી રહ્યો. એ દરમિયાન ગુલામ કાદિર નામના રોહિલા સરદારે ઇ. સ. ૧૭૮૬માં દિલ્હી ઉપર ધસારો કરી સિંધિયાની ગેરહાજરીમાં શાહઆલમને કેદ કરી એની આંખો ફોડી નાંખી. પરંતુ તરત જ સિંધિયાએ દોડી આવી એને છૂટો કરી પોતાના તાબામાં લીધો અને ગુલામ કાદિરને પકડી બહુ જ ઘાતકી રીતે મારી નખાવ્યો. છેવટે ઇ. સ. ૧૮૦૩માં કંપની બહાદુરના સરદાર લેઇકે સિંધિયાને હરાવી શાહઆલમને અંગ્રેજ કંપનીના રક્ષણ નીચે આણ્યો. ત્યારપછી શાહ-આલમ ઇ. સ. ૧૮૦૬માં મરણ પામ્યો.

## બૂઝાતો દીપક–ઇ. સ. ૧૮૦૬–૬૨

શાહઆલમ પછી તેનો પુત્ર અકબર બીજો દિલ્હીનો બાદશાહ કહેવાયો. એને તો અંગ્રેજ સરકારે વર્ષાસનનો બંદોબસ્ત કરી આપી સઘળી સત્તા પોતાના હાથમાં લીધી. એ ૧૮૩૭ માં મરણ પામ્યો. એના પછી એનો પુત્ર મુહમ્મદ બહાદુર ગાદીપર બેઠો. આ બાદશાહ અંગ્રેજો જે આપતા તે ખાઇને બેસી રહેતો. મુગલરાજ્યના બૂઝાતા દીપકનો આ છેલ્લો જ નામધારી બાદશાહ હતો. એણે ઇ. સ. ૧૮૫૭ના સિપાઇબળવામાં અંગ્રેજો વિરૂદ્ધ ભાગ લીધો તેથી તેને કેદ કરી બ્રહ્મ-દેશમાં આવેલ રંગુનમાં મોકલી દેવામાં આવ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨માં બેહાલ દશામાં મરણ પામ્યો. આ પ્રમાણે મુગલ સામ્રાજ્યનો ઝાંખો પ્રકાશ પાડતો દીપક પણ કાયમને માટે બંધ થયો.

## મુગલ સામ્રાજ્યની પડતીની સમાલોચના

મુગલસામ્રાજ્યના પહેલા છ બાદશાહો બધા જ બહાદુર, દૃઢ મનના, અને રાજ્યકારભારમાં કુશળ હતા. ગમે તેવા ભડ શત્રુઓ સાથે

પણ એ ગાંજ્યા જાય તેવા ન હતા. પરંતુ ઔરંગઝેબના વંશજો સાવ નામર્દ નીવડ્યા. ઔરંગઝેબ પછીના કોઇ બાદશાહમાં પ્રતાપી મુગલ બાદશાહોનું હીર કે તેજ ન હતાં. ઔરંગઝેબની નવી રાજનીતિથી ઉભી થયેલી ગંભીર રાજદ્વારી પરિસ્થિતિને પહોંચી વળે એવું સામર્થ્ય કોઇમાં જ ન હોવાથી, ખળભળી ઉઠેલો મુગલસામ્રાજ્યનો પાયો ઔરંગઝેબના વંશજોના વખતમાં એકદમ જ બેસી ગયો અને આખું સામ્રાજ્ય જમીનદોસ્ત થઇ ગયું. મરાઠા, રજપૂત અને શિખો પૂર જોસમાં આવતા ગયા. મરાઠાઓએ તો આગળ પડી મુગલાઇ રાજ્યનો પાયો ખોદી નાખવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો. નાદિરશાહ અને અહમદશાહની સવારીઓએ નબળી પડતી બાદશાહીને છેક જ પડતીમાં આણી મૂકી.

---

# મુગલ કાળની મહત્ત્વની સાલવારી

| | ઇ. સ. |
|---|---|
| પાણિપતનું પહેલું યુદ્ધ | ૧૫૨૬ |
| ફતેહપુર સીક્રીની લડાઇ | ૧૫૨૭ |
| હુમાયુંનું મૃત્યુ અને અકબરનું રાજ્યારોહણ | ૧૫૫૬ |
| પાણિપતનું બીજું યુદ્ધ અને હેમુનો ઘાત | ૧૫૫૬ |
| જઝીયા વેરો નાબુદ થાયછે | ૧૫૬૫ |
| હલદીઘાટનું યુદ્ધ | ૧૫૭૬ |
| અહમદનગરનો ઘેરો અને ચાંદબીબીની વીરતા | ૧૫૯૫ |
| અહમદનગર વશ થાયછે | ૧૬૦૦ |
| અકબરનું મૃત્યુ | ૧૬૦૫ |
| સર ટૉમસ રોનું હિન્દમાં આવવું | ૧૬૧૫ |
| શિવાજીનો જન્મ | ૧૬૨૭ |
| શાહજહાં પદભ્રષ્ટ થાયછે | ૧૬૫૮ |
| ઔરંગઝેબ તખ્તનશીન થાયછે | ૧૬૫૯ |
| શાહજહાંનું મૃત્યુ | ૧૬૬૬ |
| શિવાજી રાજપદ ધારણ કરેછે | ૧૬૭૪ |
| જઝીયાવેરો ફરીથી દાખલ થાયછે | ૧૬૭૯ |
| શિવાજીનું મૃત્યુ | ૧૬૮૦ |
| રજપૂતોનો બળવો | ૧૬૮૦–૧ |
| ઔરંગઝેબ દક્ષિણમાં જાયછે | ૧૬૮૧–૨ |
| બિજાપુર ખાલસા થાયછે | ૧૬૮૬ |
| ગોવલકોંડા ખાલસા થાયછે | ૧૬૮૭–૮૧ |
| શંભાજીનો વધ | ૧૬૮૯ |
| ઔરંગઝેબનું મૃત્યુ | ૧૭૦૭ |
| નાદિરશાહની સવારી | ૧૭૩૯ |
| દિલ્હીના છેલ્લા મુગલ બાદશાહનું મૃત્યુ | ૧૮૬૨ |

# ભાગ ૩ જો

# મરાઠાઓનો ઈતિહાસ

## પ્રકરણ-૧ લું

## મરાઠી સત્તાનો ઉદય

### ૧. શિવાજી

### શિવાજીના કુટુમ્બનો પૂર્વ ઇતિહાસ.

દક્ષિણમાં બ્રાહ્મણીવંશનાં સંસ્થાનોમાં મરાઠાઓ મુખ્ય ભાગ ભજવતા હતા. બીજાપુરમાં જાદવરાવ અને શિવાજીના પિતામહ માલોજી અગત્યની લાગવગ ધરાવતા હતા. શિવાજી ઉદેપુરના સિસોદિયા વંશનો હતો એમ માનવામાં આવે છે. તેના પિતા શાહજી અને માતા જીજાબાઈ પ્રખ્યાત કુટુમ્બમાં જન્મ્યાં હતાં. જાદવરાવની પુત્રી જીજાબાઇનું લગ્ન માલોજી ભોંસલેના પુત્ર શાહજી સાથે થયું હતું; એ લગ્ન જાદવરાવની મરજી વિરૂદ્ધ થયું હતું તેથી જાદવરાવ હમેશનો શાહજીનો દુશ્મન થઈ રહ્યો અને વખતોવખત શાહજીને ત્રાસ આપવા લાગ્યો. એક વખતે જાદવરાવ લશ્કર લઈ શાહજીની પાછળ પડ્યો. જીજાબાઇ તે વખતે ગર્ભવતી હતી તેથી એને રસ્તે છોડી દઈ શાહજીને આગળ ચાલ્યા જવાની જરૂર પડી. જીજાબાઈ પોતાના જ પિતાના હાથમાં કેદ પકડાઇ પણ એક વીરાંગનાની માફક પિતાની સામે થઈ ત્યાંથી છટકી શિવનેરીના કિલ્લામાં આશ્રય લીધો.

### શિવાજીનો જન્મ અને બાલ્યાવસ્થા

ઈ. સ. ૧૬૨૭માં શિવનેરીના એ પ્રખ્યાત કિલ્લામાં જીજાબાઇએ શિવાજીને જન્મ આપ્યો. "માતાનો ખોળો એજ બાળકની પ્રથમ શાળા

છે અને માતાના ગુણોની છાપ તેના પુત્ર પર પડયા વિના રહેતી નથી"– આ મહાન પુરુષોનું કથન શિવાજીના સંબંધમાં બરાબર લાગુ પડે છે. જીજાબાઇ એક વીરપત્ની હતી. એ વીરપત્નીએ પોતાના ચારિત્ર્યથી પુત્ર ઉપર એવી છાપ પાડી કે વીરમાતા તરીકે પ્રખ્યાતિ પામવાનું મહાભાગ્ય એને હમેશને માટે જ મળેલું રહેશે. એ માતૃભક્ત પુત્ર મહાન પદ મેળવવા સમર્થ થયો તો પણ માતાનો આશીર્વાદ લીધા સિવાય કાર્યની શરૂઆત કરતો નહિ.

શિવાજીની દેખરેખ રાખવાનું કામ દાદોજી કોંડદેવ નામના બ્રાહ્મણને શાહજીએ સોંપ્યું હતું. સ્વામીભક્ત દાદોજીની દેખરેખને લીધે શિવાજી મહાન કાર્યો કરવા શક્તિમાન થયો. શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં માતા જીજાબાઇ અને દાદોજી કોંડદેવ મુખ્ય હતાં.

## શિવાજીને મળેલું શિક્ષણ

દાદોજી કોંડદેવે શિવાજીને મરાઠા સરદારોને આવશ્યક ગણાતી કેળવણી આપી. હાલમાં મળી આવેલા પત્રો ઉપરથી માલમ પડે છે કે તે લખી વાંચી શકતો. તેને જાગીરની વ્યવસ્થાનું બધું જ્ઞાન દાદોજી તરફથી મળ્યું હતું. પરંતુ શિવાજી એના પિતાની માફક બીજાપુરના દરબારમાં રહી મહાન હોદ્દો ભોગવતો થાય એ સિવાય બીજી આશા દાદોજી રાખતો નહિ. આમ છતાં વખત જતાં શિવાજી જેમ મોટી ઉમરનો થતો ગયો તેમ તેની સરદારી નીચે બ્રાહ્મણો, પ્રભુ, મરાઠા, કણબી, મુસલમાનો વગેરે બધી જાતના શૂર પુરુષો એકત્ર થવા લાગ્યા અને શિવાજીને એના સ્વાતંત્ર્ય મેળવવાના કાર્યમાં મદદ કરવા લાગ્યા.

શરૂઆતમાં શિવાજીની પદ્ધતિ દાદોજીને ગમી નહિ. પરંતુ તેણે જ્યારે જોયું કે શિવાજી માત્ર નોકરી કરવા જન્મ્યો નથી પણ ખરેખર દેશનું હરાએલું સ્વાતંત્ર્ય પાછું મેળવવા જન્મ્યો છે ત્યારે તેણે પણ શિવાજીનાં કાર્યને પોતાનો આશીર્વાદ આપ્યો.

આવા પ્રકારનું વાતાવરણ શિવાજીના ખીલતી જુવાનીમાં તેની આસપાસ એકઠું થતું. તેથી શિવાજી મહાન કાર્યો કરી શકયો.

## શિવાજીના કાર્યની શરૂઆત

ઈ. સ. ૧૬૪૬માં તોરણનો કિલ્લો લીધો ત્યારથી જ શિવાજીએ પોતાના કાર્યનો આરંભ કર્યો એમ કહી શકાય. એ વખતે શિવાજીની ઉમર માત્ર ૧૯ વર્ષની હતી.

ત્યારપછી શિવાજીએ રાયગઢની કિલ્લેબંધી કરી અને એને મુખ્ય રાજધાની બનાવી. પછી ચાકણ ને સિંહગઢ લીધા. સહ્યાદ્રિની હાર પર આવેલા કલ્યાણ સુધીના કિલ્લાઓ, પ્રતાપગઢ, લોહગઢ, અને રાયરી જેવા દક્ષિણ બાજુના કિલ્લાઓ પણ સર કર્યા. આ ઉપરથી બીજાપુરના રાજાએ શાહજીને કેદ પકડયો. પિતાની જીંદગીને નુકસાન થાય એ ભયથી શિવાજીએ થોડોક સમય પોતાની હિલચાલ બંધ પાડી; એટલામાં શાહજીના મિત્રોએ પોતાની લાગવગનો ઉપયોગ કરી તેને છોડાવ્યો.

## અફઝલખાંનો વધ

શાહજી છૂટો થતાં શિવાજીની આગલી હીલચાલ શરૂ થઈ. તેને દાબી દેવાના હેતુથી બીજાપુરના સુલતાને એક પછી એક સરદારો મોકલવા માંડયા. તે સઘળાનો શિવાજીએ પરાજય કર્યો. બીજાપુરની સરકારે શિવાજીનું નિકંદન કરવાનો નિશ્ચય કરી તે માટે અફઝલખાં (બીજાપુરનો વાઘ)ની નિમણૂક કરી. શિવાજીને અફઝલખાં "ડુંગરમાંનો ઉંદર" કહેતો. તેની શી વિસાત? તેને જીવતો કે મરેલો જરૂર પકડી લાવીશ. આવી પ્રતિજ્ઞા કરી તે બાર હજારના સૈન્ય સાથે નીકળ્યો. તેણે પંઢરપૂર વગેરેના દેવળો તોડાવી નખાવ્યા. વધુમાં શિવાજીના ભાઈનું ખૂન કરાવ્યું. આથી શિવાજી વધારે ઉશ્કેરાયો અને તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો.

શરૂઆતમાં તો બન્ને મિત્ર તરીકે મળ્યા. મુલાકાત કરતી વખતે અફઝલખાંએ ઢોંગથી શિવાજીને બગલમાંથી પકડી મારી નાખવાનો

પ્રયત્ન કર્યો. શિવાજી ચેત્યો અને દીર્ઘદૃષ્ટિ વાપરી છૂપાવેલા હથિયારનો સંકટ સમયે ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો. તેણે તરતજ હાથમાં પહેરેલા વાઘનખ અફ્ઝલખાંને ભોંકી દીધા, અને ક્ષણમાં તેના પ્રાણ લીધા. આખરે ઉંદરે વાઘને ખાધો ! અફ્ઝલખાં મરાયાની ખબર પડતાંજ મરાઠા લશ્કર મુસલમાન ઉપર તૂટી પડયું અને તેને સખ્ત હાર આપી.

## શિવાજી અને સાહિસ્તખાં

ઔરંગઝેબે શિવાજીને તાબે કરવા સાહિસ્તખાંને દક્ષિણમાં મોકલ્યો. સાહિસ્તખાંએ આવી પૂના જીતી લીધું અને ત્યાં છાવણી નાખી પડયો. પરંતુ શિવાજી કોઇ રીતે એના સકંજામાં સપડાય એમ ન હતું. એક રાત્રે જે ઘરમાં સાહિસ્તખાં ઉતર્યો હતો તે ઘર ઉપર અચાનક છાપો મારી શિવાજીએ સાહિસ્તખાંને જીવ લઇ નાસતો કરી મૂક્યો. એ રાતે ઝપાઝપીમાં સાહિસ્તખાં પોતાનાં બે આંગળાં પણ ખોઇ બેઠો.

## શિવાજી અને જયસિંહ

સાહિસ્તખાંની હાર થવાથી ઔરંગઝેબે જયસિંહને શિવાજી સામે મોકલ્યો. શિવાજીએ તરત જ જયસિંહને કહાવી મોકલ્યું કે હું મુગલો સાથે સુલેહ કરી કેટલાક કિલ્લા આપી દેવા તૈયાર છું. ઔરંગઝેબને એ ખબર પડતાં જ તે ખુશ થઇ ગયો અને શિવાજીને આગ્રે આવવા નિમંત્રણ કર્યું.

## શિવાજીનું આગ્રામાં આગમન

ઔરંગઝેબના નિમંત્રણને માન આપી શિવાજી આગ્રા જવા પોતાના વડીલ પુત્ર સંભાજીને સાથે લઇ નીકળ્યો. ઔરંગઝેબના હુકમથી રસ્તે ઠેકઠેકાણે શિવાજીનું સન્માન કરવામાં આવ્યું અને એક મહાન રાજાને છાજતા દબદબાથી તેણે આગ્રામાં પ્રવેશ કર્યો. દરબારમાં એ ઔરંગઝેબને મળવા ગયો પણ જયસિંહ સાથે થયેલા કરાર પ્રમાણે શિવાજીને રાજા તરીકે કબુલ કરી યોગ્ય સન્માન આપવાને બદલે એક

સાધારણ સરદાર હોય તેવી રીતે એની સાથે ઔરંગઝેબ વર્ત્યો. આ પ્રમાણે માનહાનિ થતાં વીરનરને છાજે તેમ શિવાજીએ ત્યાંને ત્યાં જ મુગલ સમ્રાટ્ ઔરંગઝેબનું છડેચોક અપમાન કર્યું. આ હિંમત જોઈ બધા સરદારો તો છક જ થઈ ગયા; કારણકે મુગલોથી ઘેરાયલા હોવા છતાં આવી હિંમત દાખવવી એ કાંઈ નાનીસૂની વાત ન હતી. ઔરંગઝેબે સ્વપ્નેય આશા રાખી નહિ હશે કે આવા પ્રકારની અડગ હિંમત શિવાજી બતાવશે.

## શિવાજીનું કેદ થવું અને આગ્રેથી નાશી છૂટવું

ઔરંગઝેબનુ ભરદરબારમાં અપમાન કરી શિવાજી પોતાના ઉતારે ચાલ્યો ગયો. શિવાજી જતાં જ ઔરંગઝેબ ભાનમાં આવ્યા અને શિવાજીના ઉતારાની આસપાસ મુગલ લશ્કર મૂકી એને નજરકેદ કર્યાં. શિવાજી પણ પોતાના બચવાના માર્ગ શોધવા લાગ્યો. તરત તેણે માંદો હોવાનો ઢોંગ કર્યો અને દવા કરવા માંડી. કેટલાક દિવસ એ પ્રમાણે કર્યા પછી હિન્દુઓનાં મંદિરોમાં, મુસલમાનોની મસજીદોમાં, શેઠશાહુકારોને ત્યાં, અમીરઉમરાવોને ત્યાં, પોતે સાજો થયાની ખુશાલીમાં તે મીઠાઈઓના ટોપલા ભેટ તરીકે મોકલવા લાગ્યા. શરૂઆતમાં તો મીઠાઈના કંડીઆઓની તપાસ કરવામાં આવતી પણ રફ્તે રફ્તે એ તપાસ ઢીલી થતી ગઈ. એ તકનો લાભ લઈ એક દિવસ શિવાજી અને સંભાજી મીઠાઈના કંડીઆમાં બેસી નાસી છૂટયા. થોડેક અંતરે જઈ સંન્યાસીનો વેશ ધારણ કરી, રસ્તે અતિશય સંકટો વેઠી, ઠેકઠેકાણે પાછળ પડેલા મુગલ સૈનિકોને છેતરી તેઓ સહીસલામત દક્ષિણમાં આવી પહોંચ્યા.

## મુગલ શહેનશાહ સાથે તહ

શિવાજી નાશી છૂટયાના સમાચાર મળતાં જ તેના બહાદુર સરદારોએ, મુગલોએ જીતેલા તેમના કિલ્લા પાછા મેળવ્યા અને એ પ્રમાણે રાજ્યને સુરક્ષિત સ્થિતિમાં શિવાજી આવતાં જ તેને સોંપ્યું. ઔરંગઝેબે પોતાના પુત્રને શિવાજી સામે મોકલ્યો પણ હવે છંછેડાએલા સિંહ

જેવો શિવાજી ગાંજ્યો જાય એમ ન હતું. મુગલ સૈન્યનો પરાજય થતાં તહ થયો; શિવાજીને રાજા તરીકે કબૂલ રાખવામાં આવ્યો; સંભાજીને ૫૦૦૦ની મનસબદારી મળી; આ ઉપરાંત પૂના વગેરે પ્રાંતો શિવાજીને પાછા આપવામાં આવ્યા.

## મુગલો સાથે ફરીથી લડાઈ

બે વર્ષ પછી ઔરંગઝેબને પાછું શિવાજીને હંફાવવાનું મન થયું અને દક્ષિણમાં પોતાનો પુત્ર હતો તેને શિવાજી સામે લશ્કર લઇ લડવા મોકલ્યો. ચાર વર્ષ સુધી લડાઇ ચાલી અને શિવાજીએ પોતાના બધા પ્રાંતો પાછા મેળવી, તાપી નદીની દક્ષિણે આવેલા બધા મુલક પર ચોથ તથા સરદેશમુખી* મેળવી.

## શિવાજીનું રાજનૈપુણ્ય.

એક મહાન સૈનિક હોવા ઉપરાંત એક મહાન રાજ્યકર્તા હોવાનું માન પણ શિવાજીને ઘટે છે. પોતાના રાજ્યને એણે એવી સારી રીતે સ્થાપ્યું હતું કે એના મરણ પછી પણ કોઇ જાતની અડચણ વગર એ ચાલુ રહ્યું.

રાજ્યવ્યવસ્થામાં બે મુદ્દાપર એનું મુખ્ય લક્ષ હતું. સૈનિકોને અને અમલદારોને રોકડો પગાર આપવો અને મહેસૂલી ખાતું સીધું પોતાની દેખરેખ નીચે રાખવું.

## અષ્ટપ્રધાન

રાજ્યકાર્યના આઠ ભાગ પાડી તેને આઠ પ્રધાનોને સોંપવામાં આવ્યા; દરેક ખાતા માટે તેણે એકેકો પ્રધાન નીમ્યો, અને તે ખાતા માટે તે જોખમદાર ગણાયો. આઠ વિભાગો નીચે મુજબ હતાઃ—

---

* આવકનો ચોથો ભાગ જીતાયલાં રાજ્યો શિવાજીને આપે અને તેના બદલામાં શિવાજી તે રાજ્યોનો શત્રુઓથી બચાવ કરે એમ ઠર્યું. 'સરદેશમુખી' માટે ચોથા ભાગને બદલે દસમો ભાગ ઠરાવવામાં આવ્યો.

(૧) પંતપ્રધાન (પેશ્વા)—મુખ્ય દિવાનગીરીનું કામ.
(૨) પંતઅમાત્ય—મુલ્કી વસુલાત અને તેના હિસાબનું કામ.
(૩) પંતસચિવ—રાજ્યના તમામ દફતરનું કામ.
(૪) મંત્રી—રાજાના ખાનગી કારભારપર દેખરેખ.
(૫) સુમંત—પરરાજ્ય સાથે પત્રવ્યવહાર.
(૬) સેનાપતિ—લશ્કરની વ્યવસ્થા.
(૭) ન્યાયાધીશ—ટંટાઓનો નિકાલ.
(૮) પંડિતરાવ—ધર્મખાતાની વ્યવસ્થા.

આ અષ્ટપ્રધાનની યોજના ઉત્તમ હતી. હાલમાં બ્રિટિશ શહેનશાહતમાં પ્રધાનમંડળની જે રચના છે તેને મળતી શિવાજીની યોજના હતી.

## શિવાજીનું ચારિત્ર્ય.

હિંમત, સ્વદેશપ્રેમ, અને ચાતુરીથી શિવાજીએ મરાઠા રાજ્યને ઉચ્ચ પદવીએ પહોંચાડયું. એણે ધર્મની બાબતમાં, પછી તે હિન્દુનો હોય કે મુસલમાનનો—જરા સરખીએ હરકત કીધી નથી. પોતે ઉપરાઉપરી જીતો મેળવતો હોવા છતાં કોઈ પણ મરજીદનો એણે નાશ કર્યો નથી. ઉલટું એક વખતે એના હાથમાં કુરાનની એક નકલ આવી પડતાં એણે એ કુરાનને રેશમી કપડામાં લપેટી માનથી યોગ્ય સ્થળે મોકલાવી આપ્યું હતું. શત્રુના સૈનિકો કે અમલદારો કેદ પકડાય તો એમને યોગ્યતા પ્રમાણે માનથી રાખતો. શિવાજીની માતૃભક્તિ એવી પ્રબળ હતી કે માતાની આશિષ મેળવ્યા સિવાય કોઈપણ કાર્યનો આરંભ પોતે કરતો નહિ; અને તેની સાથે એવો તો નીતિવાન હતો કે પરસ્ત્રીને પોતાની માબ્હેન સમાન ગણતો. વળી કાર્યની તેને કદર હતી અને માણસની તેને કિંમત હતી. આવા આવા ઉત્તમ ગુણોને લીધે માવલાઓ પણ તેને પોતાના પ્રાણ સમાન ગણી પૂજતા, અને એ ગુણોથી શોભાઇને જ બધી જાતિના શૂર પુરુષો તેના છત્ર તળે એકઠા થઈ મરાઠી રાજ્ય સ્થાપવામાં તેને મદદ કરી રહ્યા હતા. આજે પણ

શિવાજીના ગુણો માટે અને ખાસ કરી એના સ્વધર્મપ્રેમ માટે હિન્દુસ્તાનના એને હિન્દુ ધર્મનો ઉદ્ધારક ગણે છે. કેટલાક ભાવિકો તો શિવાજીને શંકરનો અવતાર ગણી એની દેવની માફક પૂજા કરે છે.

## ૨. સંભાજી—ઈ. સ. ૧૬૮૦ થી ૧૬૮૯

શિવાજીનો વડીલ પુત્ર સંભાજી વ્યસની અને નાલાયક હતો. પણ લશ્કર સંભાજીના પક્ષમાં હોવાથી તેણે એકદમ રાયગઢ આવી ગાદી લીધી. ગાદીપર આવતાંજ તેણે પોતાની સાવકી માતાને ભૂખમરાથી મારી નાખી. વધુમાં શિવાજીના ચીટણીસને પણ મારી નખાવ્યો. રાજારામને રાયગઢના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ત્યાર પછી સંભાજીએ અજેય ગણાતો જંજીરાનો કિલ્લો લેવા પ્રયત્ન કર્યો પણ એમાં એને ધારવા જેવો યશ મળ્યો નહિ. ઈ. સ. ૧૬૮૩માં સંભાજી મુગલોની સામે થયો અને મુઆઝીમને હરાવ્યો. એજ અરસામાં મરાઠાઓએ કૂચ કરી બરાનપુરનો નાશ કરી ભરૂચ લૂંટ્યું.

સંભાજીનો મુખ્ય સલાહકાર કલુશા નામનો બ્રાહ્મણ હતો. તે મહા નીચ, પ્રપંચી, અને પાખંડી હતો. એની સોબતમાં સંભાજીને દારૂનું વ્યસન એટલું બધું વધી ગયું કે દિવસે દિવસે તે અધોગતિને માર્ગે જવા લાગ્યો. રાજ્યમાં પણ અવ્યવસ્થા ફેલાવા માંડી. એ પરિસ્થિતિનો લાભ લઈ ઔરંગઝેબે એક દિવસ સંભાજી દારૂમાં ચકચૂર બની બેભાન સ્થિતિમાં પડયો હતો ત્યારે અચાનક છાપો મારી એને કેદ કર્યો. પછી એને દિલ્હી લઇ જવામાં આવ્યો. ત્યાં એને મુસલમાન થવાનું કહેવામાં આવતાં શિવાજીના પુત્રમાં તે વખતે હિન્દુધર્મનું ઝનૂન ઉભરાઇ આવ્યું. પોતાના પ્રાણ સંકટમાં આવી પડેલા હોવા છતાં તેણે પોતાના નામને અને શિવાજીના કુલને કલંક ન લગાડ્યું. ઔરંગઝેબે એને ક્રૂરતાથી રીબાવી રીબાવી આંધળો કરી છેવટે એનો વધ કરાવ્યો. પણ વીર શિવાજીનો એ શૂર પુત્ર છેવટ સુધી ન ડગ્યો. જો કલુશા જેવા નીચ ખવાસના માણસની સોબતમાં સંભાજી ન પડયો હોત તો એનામાં શૌર્ય એટલું હતું કે પોતે મરાઠી રાજ્યને જરૂર દીપાવી શકત.

સંભાજી પકડતાં મરાઠાઓ વિમાસણમાં પડી ગયાં. શત્રુનું બળ વધતું ગયું. એક પછી એક કિલ્લાઓ મુગલો સર કરવા લાગ્યા અને આખરે સંભાજીની પત્ની અને પુત્ર શાહુ પણ મુગલોના હાથમાં સપડાઇ કેદ પકડાયા.

સંજોગો બારીક આવેલા જોઈ શિવાજીની દેખરેખ નીચે તાલીમ લીધેલા કેટલાક શૂર પુરુષોનો સ્વદેશપ્રેમ ઉભરાઇ આવ્યો. એ બહાદુર સરદારો મુગલ સૈન્યને હાંકી કાઢવાની ખટપટ કરવા લાગ્યા. આ વખતે રાજારામ, મુગલો રાયગઢ લે તે પહેલાં કેદમાંથી નાસી છૂટયો હતો. તેનો લાભ લઈ મરાઠાઓએ તેને પોતાનો સરદાર બનાવ્યો.

## ૩. રાજારામ–ઈ. સ. ૧૬૮૯ થી ૧૭૦૦

રાજારામ વયે નાનો હતો પણ શિવાજીના ઘણા ગુણો એનામાં ઉતરી આવ્યા હતા. ઉપરાંત એ એવો ઉદાર દિલનો હતો કે સંભાજીનો પુત્ર શાહુ મુગલ દરબારમાં કેદ પકડાયો તેને માટે એણે મરાઠી રાજ્યનો ઝુંડો ફરકાવ્યો અને પોતે ગાદીપર બેસવા ના પાડી. બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, વગેરે દરેક જાતિના શૂર નરવીરો એકત્ર થઇ એની સાથે જીંજી જઇ ત્યાંથી મુગલો ઉપર હુમલો કરવાનો મનસુબો કરવા લાગ્યા. ઔરંગઝેબે ઝુલ્ફીકારખાં નામના એક સરદારને જીંજી લેવા મોકલ્યો; પણ સાત વર્ષ સુધી મરાઠાઓએ એને જરા પણ મચક ન આપી.

ઈ. સ. ૧૭૦૦માં ઔરંગઝેબે જે કિલ્લાઓનો મરાઠાઓ પોતાના બચાવમાં ઉપયોગ કરતા હતા તે બધાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો; અને પોતે જાતે લશ્કરની સરદારી લઈ બહાર પડયો. શત્રુની આવી મહાન તૈયારી સામે મરાઠાઓ વધારે ટકી શકયા નહિ અને તેમના એક પછી એક કિલ્લાઓ પડવા લાગ્યા. છેલ્લે સતારાનો કિલ્લો પણ બહુ બહાદુરીથી ટકાવી રાખવા છતાં ઔરંગઝેબના હાથમાં ગયો. એજ અરસામાં રાજારામ સિંહગઢમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૭૦૦.

## ૪. રાજ્યરક્ષક તારાબાઈ–ઈ. સ. ૧૭૦૦ થી ૧૭૦૮

રાજારામ મરણ પામ્યો અને શાહુ તો હજુ કેદમાં જ હતો તેથી રાજારામની વિધવા તારાબાઈએ પોતાના દસ વર્ષના બાળકને ગાદીનો માલીક ઠરાવી મરાઠી રાજ્યના રક્ષણનું બીડું ઝડપ્યું. પોતાના પ્રાણથી પણ વ્હાલા કિલ્લાઓ પડતાં મરાઠાઓના બચાવનાં સાધનો લૂલાં થતાં ચાલ્યાં. કિલ્લાઓનો નાશ થતાં ખાનદેશ, વરાડ, ગુજરાત, વગેરે ઠેકાણે લૂંટફાટ કરી ચોથ અને સરદેશમુખી જેવા કરો ઉઘરાવી મરાઠાઓ સ્વરક્ષણની તૈયારી કરવા લાગ્યા. એમના એ ચીવટભરેલા વર્તનથી ઔરંગઝેબ દિનપરદિન પોતાની કઢંગી સ્થિતિ અનુભવવા લાગ્યો. કિલ્લાઓ પડતાં નવા કિલ્લાઓ ઉભા થવા લાગ્યા. એક મરાઠી સેના વિખરાતાં બીજી સેના બીજે ઠેકાણે એકત્ર થતી ચાલી. મરાઠાઓએ આખો મરાઠા પ્રદેશ તારાબાઈના હુકમથી ઉજ્જડ કરી ઔરંગઝેબને નાના પ્રકારની વિટંબણાઓ ભોગવતો કર્યો. આખરે ઇ. સ. ૧૭૦૫ માં તેના સલાહકારોએ તેને મરાઠાઓ સાથે સુલેહ કરવાની ભલામણ કરી. ઔરંગઝેબ પણ હવે થાકયો હતો તેથી કંગાળી દક્ષિણના છ પ્રાંતો ઉપર મરાઠાની સરદેશમુખીનો હક્ક કબૂલ રાખવા તૈયાર થયો; તેના બદલામાં મરાઠાઓએ દક્ષિણમાં વ્યવસ્થા જાળવવી એવું ઠર્યું. પરંતુ મરાઠાઓને આટલાથી સંતોષ ન થતાં તેમણે પોતાની માગણી વધારી અને એ મસલત પડી ભાંગી.

આવી રીતે પોતાની મુરાદ નિષ્ફળ જતી જોઈ ધૂર્ત ઔરંગઝેબે એક યુક્તિ અજમાવી. શાહુ જે તેના પંજામાં સપડાયલો હતો તેની પાસે મરાઠા સરદારો પર એક પત્ર લખાવી આજ્ઞા કરાવી કે તે બધાઓએ ઔરંગઝેબને શરણે આવવું. પરંતુ મરાઠાઓ આથી છેતરાય એવા કાચા ન હતા.

# પ્રકરણ–૨ જું

# પેશવાઇ સત્તાનો ઉદય

## ૧. શાહુ છત્રપતિ–ઇ. સ. ૧૭૦૮ થી ૧૭૪૮

સંભાજીનો પુત્ર શાહુ પિતાની સાથે જ મુગલોના હાથમાં સપડાયો હતો અને મુગલ દરબારમાં જ લગભગ ૨૧ વર્ષની ઉમર થઇ ત્યાં સુધી રહ્યો હતો.

ઔરંગઝેબનો વિચાર શાહુ ઉપર મહેરબાની કરવાનો ન હતો; પણ પ્રસગે એનો ઉપયોગ કરી લેવા પોતાની પાસે રાખી ઉછેર્યો હતો. ઔરંગઝેબના મરણ બાદ ઝુલ્ફીકારખાંએ શાહુનો છુટકારો કરાવ્યો, ઈ. સ. ૧૭૦૭.

શાહુનો છુટકારો થતાં જ તેને મરાઠાઓના રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો. ઇ. સ. ૧૭૦૮માં શાહુનો રાજ્યાભિષેક થયો. થોડા જ સમયમાં કોલ્હાપુર સિવાયનો બધો પ્રદેશ જે મરાઠાઓના તાબામાં હતો તે તેના તાબામાં આવ્યો. મુગલ શહેનશાહે મરાઠાઓની ચોથ અને સરદેશમુખી કબૂલ રાખી. શાહુની ગેરહાજરીમાં રાજારામના મરણ બાદ તેની વિધવા તારાબાઇએ પોતાના પુત્ર શિવાજીના નામે રાજ્યકારભાર કરવા માંડયો હતો. તેથી શાહુ આવતાં મહારાષ્ટ્રમાં બે પક્ષ ઉભા થયા; એક શાહુનો પક્ષ અને બીજો તારાબાઇ અને તેના પુત્રનો પક્ષ.

### શાહુ અને તારાબાઈની ખટપટ

શાહુ અને તારાબાઇ પોતપોતાનો પક્ષ સબળ કરવાને ખટપટ કરી રહ્યાં હતાં. એક બીજાના સરદારોને ફોડવા એ બન્નેનું મુખ્ય કામ થઈ પડયું હતું. શાહુ સતારે હોય ત્યારે તારાબાઇ કોલ્હાપુર જઇ બળવો જગાડે અને શાહુ કોલ્હાપુર આવે ત્યારે તારાબાઇ સતારા જઈ ગડબડ મચાવે. બે ત્રણ વર્ષ એ પ્રમાણે ચાલ્યા પછી કોલ્હાપુરમાં તારાબાઇ

અને સતારામાં શાહુ ઠરીને રહેવા લાગ્યાં. આગળ જતાં તારાબાઇના સાવકા પુત્ર સંભાજીએ તારાબાઇને કેદ કરી શિવાજીને (તારાબાઇના પુત્રને) ગાદી પરથી ઉઠાડી પોતે ગાદી લીધી. આ કાર્યમાં શાહુની પણ અંદરખાને મદદ હતી. એમ થતાં શાહુનો પક્ષ સબળ થવા લાગ્યો. એ પક્ષ સબળ કરવામાં બાલાજી વિશ્વનાથે અત્યંત અગત્યનો ભાગ ભજવ્યો.

## ૨. બાલાજી વિશ્વનાથ-પહેલો પેશવા.

## ઈ. સ. ૧૭૧૪ થી ૧૭૨૦

પેશવાપદ મેળવતાં પહેલાં કારકુનથી તે સરસુબા સુધીની નાની મોટી ઘણી જોખમદારીની નોકરી કરી બાલાજી વિશ્વનાથે રાજ્યકારભારનો સંપૂર્ણ અનુભવ મેળવ્યો હતો. શાહુ છુટી આવ્યો ત્યારે એને ગાદી મેળવવામાં એણે મદદ કરી; અને તારાબાઇ સાથેની ખટપટમાં શાહુનો પક્ષ બળવાન કર્યો ત્યારે જ એને પેશવાપદ શાહુએ ખુશ થઇ આપ્યું. પેશવા થયો ત્યારે તે ૫૩ વર્ષની પાકટ ઉમરનો હતો.

આ વખતે નિઝામ-ઉલ-મુલ્ક દક્ષિણનો સૂબેદાર હતો અને એનો વિચાર મરાઠા રાજ્યમાં ફાટફુટ પડાવી મરાઠી રાજ્યને છિન્નભિન્ન કરી નાખવાનો હતો.

બાલાજીનો વિચાર માંહોમાંહેની લડાઇમાંથી મરાઠાઓનું ચિત્ત ખસેડી લઈ બહાર ચાલી રહેલી ભાંજગડમાં રોકવાનો હતો; એ તક એને તરત મળી ગઈ. રજપૂતો સાથે એને મૈત્રી થઈ અને તેના પરિણામે મરાઠાઓનો પ્રવેશ રજપૂતાનામાં થયો. એજ અરસામાં સૈયદ હુસેન દક્ષિણમાં સૂબો હતો. તેની સાથે લડાઇ થઈ અને એમાં સૈયદનો પરાજય થતાં બાદશાહ સાથે સૈયદ મારફતે કરાર થયા. એ કરાર પ્રમાણે મરાઠાઓનો બધા જીતેલા મુલકમાં ચોથ તથા સરદેશમુખીનો હક્ક કાયમ કરવામાં આવ્યો અને તેના બદલામાં બાદશાહને મરાઠાઓએ જરૂરના પ્રસંગે મદદ કરવી એવો ઠરાવ થયો.

બાલાજીની હોશિયારીથી શાહુ હવે તદ્દન સ્વતંત્ર રાજા કહેવાવા લાગ્યો; આ પ્રમાણે પોતાનું ધાર્યું મુગલ શહેનશાહ પાસે કરાવી બાલાજી સતારે પાછો આવ્યો, ઇ. સ. ૧૭૧૯. સતારે આવ્યા પછી સનદની અંદર આપેલા હકની ગોઠવણ કરી બાલાજી ઇ સ. ૧૭૨૦માં મૃત્યુ પામ્યો.

### બાલાજી વિશ્વનાથની યોગ્યતા

શાહુ છત્રપતિની વફાદારીથી સેવા કરી તેની મહેરબાનીથી બાલાજીએ પ્રધાનપદ મેળવ્યું. ત્યારબાદ મુગલ દરબારમાં શાહુનો માન-મરતબો વધાર્યો. મરાઠાઓને નવીન કાર્યની દિશા બતાવી એણે મરાઠીસામ્રાજ્યનો પાયો મજબૂત કર્યો.

## પ્રકરણ—૩જું

## પેશવાઈ સત્તાની ચઢતી કળા

### બાજીરાવ પહેલો, બીજો પેશવા; ૧૭૨૦ થી ૧૭૪૦

બાજીરાવનો જન્મ ૧૬૯૮ માં થયો હતો. નાનપણથીજ પિતાની સાથે નાની મોટી અનેક લડાઇ વખતે હાજર હોવાથી તેને રાજ્યનીતિનો સારો અનુભવ હતો. બાલાજી વિશ્વનાથે પોતાના એ બાહોશ પુત્રને સંધની મદદે મોકલાવી અનેકવાર એને પોતાની બુદ્ધિનો ઉપયોગ કર-વાની તક આપી હતી. એનું પરિણામ એ આવ્યું કે શાહુને એને માટે એવો સારો અભિપ્રાય બંધાયો કે બાલાજીનું અવસાન થતાં માત્ર પંદર જ દિવસમાં એ યુવાન વયના બાજીરાવને શાહુ છત્રપતિએ પોતાનો મુખ્ય પ્રધાન (પેશવા) બનાવ્યો, ઇ. સ. ૧૭૨૦.

એજ અરસામાં મુગલ શહેનશાહતમાં અવ્યવસ્થા જાગી. સૈયદ બંધુઓ જે અત્યાર સુધી સર્વોપરિ સત્તા ભોગવતા હતા અને મરજીમાં આવે તેને રાજ્યાસન પર બેસાડી ઉઠાડી મૂકતા હતા તેમનો નાશ થયો. એ સૈયદભાઈઓની સત્તા પડી ભાંગતાં નિઝામ બળવાન બન્યો. આ બધી ખટપટમાં, ચોથ સરદેશમુખી વગેરેની વ્યવસ્થા કરવામાં અને બધા સરદારો ને પ્રધાનો પર પોતાનો દાબ બેસાડવામાં બાજીરાવનાં ૨૦ વર્ષ ગયાં.

બાજીરાવનાં શરૂઆતનાં સાતઆઠ વર્ષો નિઝામનાં કારસ્થાનોનો નાશ કરવામાં રોકાયાં. મરાઠાઓને ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા ફાવે તે ઠેકાણે ફરી વળતા અટકાવવાના વિચારથી નિઝામે શાહુને કેટલોક પ્રદેશ કાયમનો આપી મરાઠાઓની પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવા જણાવ્યું. પ્રતિનિધિ વગેરેની સલાહથી શાહુએ, બાજીરાવ સખ્ત વિરુદ્ધ હોવા છતાં એ સૂચના કબૂલ રાખી.

નિઝામ ઘણો કાવાબાજ હતો. તેણે આ પ્રમાણે શાહુ પાસે કબૂલ કરાવી પૂરતો બંદોબસ્ત મરાઠી સરહદપર રાખી, મરાઠી રાજ્યમાં ફાટફુટ પડાવવાનો માર્ગ લીધો. કોલ્હાપુરના સંભાજીને ઉશ્કેરી શાહુના ચોથ અને સરદેશમુખીના હક્ક માટે તકરાર ઉભી કરાવી. વળી જ્યાં સુધી એ તકરારનો નિકાલ ન આવે ત્યાં સુધી પોતે ચોથ વગેરે કોઈને પણ નહિ આપશે એમ શાહુને જણાવ્યું.

આ પ્રસંગ આવતાં શાહુને પોતાની ભૂલ સમજાઈ. તરત જ તેણે બાજીરાવને નિઝામને ઠેકાણે લાવવા હુકમ કર્યો. હુકમ મળતાં જ બાજીરાવ ઠેકઠેકાણે શત્રુને એવા તો પેચમાં સપડાવતો ચાલ્યો કે નિઝામને પોતે ભરેલું પગલું હવે ભારે પડવા લાગ્યું. આખરે બાજીરાવ આગળ તેનું કાંઈ ન ચાલવાથી તહ કરવાની ફરજ પડી.

## સેનાપતિ દાભાડે સાથે બાજીરાવની તકરાર

ગુજરાતની ચોથ વગેરે ઉઘરાવવાનો હક્ક દાભાડે સેનાપતિનો હતો. બાજીરાવે મુગલોને હરાવી ગુજરાતમાંથી ચોથ વગેરે ઉઘરાવી. આથી

દાભાડેને ખોટું લાગ્યું અને તે બાજીરાવ વિરુદ્ધ નિઝામ સાથે છુપી મસલત કરવા લાગ્યો. તેને સમજાવી શાહુ પાસે લઈ આવવો એ ઈરાદાથી બાજીરાવ તેની પાસે ગયો પણ દાભાડે સામે થયો. લડાઈ થતાં દાભાડેનો અંત આવ્યો.

### જંજીરા ઉપર ચઢાઈ

જંજીરાનો હબશી હિન્દુઓને અત્યંત ત્રાસ આપતો હોવાથી તેના ઉપર બાજીરાવે ચઢાઈ કરી. પણ મોટામોટા મરાઠાઓ એક બીજાની અદેખાઈ કરતા હોવાથી ધાર્યો જેવો ફાયદો એ ચઢાઈથી થયો નહિ. તેથી થોડોક પ્રાંત સર કરી હબશી સાથે સલાહ કરી બાજીરાવ પાછો ફર્યો.

### વસઈનો કિલ્લો સર કર્યો

પોર્ચુગીઝ લોકોના હાથમાં સાષ્ટી તથા વસઈ વગેરે સ્થળો હોઈ તેઓ ઘણાજ અભિમાની બન્યા હતા. હિન્દુ ઉપર તેઓ એવો ત્રાસ ગુજારતા હતા કે તેમને ધર્મકાર્ય વગેરે પણ જાહેરમાં કરવા દેતા નહિ. એમની ફરિયાદ બાજીરાવ આગળ આવતાં ચીમનાજી આપાને બાજીરાવે લશ્કર આપી રવાના કર્યો; એ વીર પુરૂષે આખો કિનારો સર કરી ઘણીજ બહાદુરીથી લડી પોર્ચુગીઝનો મદ ઉતાર્યો.

### બાજીરાવની દિલ્હી ઉપર ચઢાઈ, ઈ. સ. ૧૭૩૨

આ બધી લડાઈમાં બાજીરાવને કરજના ભારે બોજામાં આવવું પડયું. તેણે બાદશાહ પાસે બાદશાહી મુલકમાંથી ચોથ અને સરદેશમુખીની માગણી કરી. બાદશાહે નિઝામ વગેરેને મદદમાં બોલાવી મરાઠા ઉપર ચઢાઈ કરી. એ લડાઈમાં બાજીરાવે બાદશાહી લશ્કરને હરાવી ચોથ વગેરેનો હક્ક કાયમ કરાવ્યો. ભોપાળ આગળ નિઝામને ઘેરી તેને તહ કરવાની ફરજ પાડી અને માળવા વગેરે પ્રાંતો બાજીરાવને અપાવવાની કબૂલત મેળવી. મુગલ શહેનશાહ સાથે છેલ્લી સુલેહ ૧૭૩૮માં થઈ. ગ્વાલીઅર, ઉજ્જન, વગેરે પ્રાંતો મરાઠાઓને કાયમના મળ્યા.

## મરાઠી રાજ્યનો ફેલાવો

બાજીરાવ અત્યંત બાહોશીથી રાજ્યકારભાર ચલાવી રહ્યો હતો. મોગલા શાહુએ બધો ભાર તેના ઉપર નાખી સઘળી સત્તા તેને જ સોંપી દીધી હતી. બાજીરાવના વખતમાં વડોદરામાં ગાયકવાડ, ગ્વાલીઅરમાં સિંધિયા, ઇંદોરમાં હોલ્કર અને નાગપુરમાં ભોંસલે પોતપોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપી રહેવા લાગ્યા. આમ છતાં પેશવાને એટલે સતારાની ગાદીને મુખ્ય સત્તા ગણવાનું તેઓએ ચાલુ રાખ્યું.

## બાજીરાવનું ચારિત્ર્ય

બાજીરાવ એક વિચક્ષણ અને બાહોશ પુરુષ હતો. લશ્કરી તથા મુલ્કીખાતાનો એને નાનપણથી જ અનુભવ હતો. સ્વભાવે હોંશીલો તથા નિષ્કપટી હતો. થાક અને ભય એનાથી દૂર નાસતાં અને જઠરાગ્નિનો એવો પ્રબળ હતો કે ચાલતાં ચાલતાં કાચા ને કાચા કણસલા તોડી હથેળીમાં મસળી ખાઈ જતો ને પચાવતો. એના સમયમાં મરાઠી રાજ્યનો ઘણો વિસ્તાર થયો. મરાઠી સરદારોમાં સંપ જળવાઇ રહે એ હેતુથી ગાયકવાડ, સિંધિયા, હોલ્કર, ભોંસલે વગેરેને જુદા જુદા પ્રદેશો સોંપવામાં આવ્યા. આ વ્યવસ્થા બાજીરાવની દીર્ઘદૃષ્ટિનું પરિણામ છે. મરાઠાઓમાં જે બુદ્ધિશાળી પુરુષો થઇ ગયા તેમાં શિવાજી પછી બીજે નંબરે બાજીરાવ આવે છે.

# પ્રકરણ-૪ થું

# પેશવાઈ સત્તાનો મધ્યાહ્ન

## ૧. બાલાજી બાજીરાવ, ત્રીજો પેશવા, ૧૭૪૦ થી ૧૭૬૧

બાજીરાવ નર્મદા કાંઠે ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામતાં તેનો જ્યેષ્ઠ પુત્ર બાલાજી બાજીરાવ પેશવાપદ પર આવ્યો. તેનો જન્મ ૧૭૨૧માં થયો હતો. પિતાની માફક તે નાનપણથી જ સતારા વગેરે ઠેકાણે સવારી વખતે અનેક પ્રસંગે હાજર રહેતો.

### બાલાજી અને રઘુજી ભોંસલે વચ્ચે ચકમક

બાજીરાવના મરણ પછી તેના પુત્ર બાલાજીને પેશવાપદ ન આપતાં બાબુરાવ નાયકને આપવું એવી રઘુજી ભોંસલેએ ખટપટ કરવા માંડી. બાજીરાવના મરણના સમાચાર મળતાં જ તે એકદમ સતારે દોડી આવ્યો. આમ કરવામાં રઘુજીનો મુખ્ય ઉદ્દેશ બાલાજીને પેશવાપદ ન મળે તો આગળ જતાં પોતાના પુત્રને સતારાની ગાદી મળવાનો સંભવ રહે એ હતો. પરંતુ તેની ખટપટ વ્યર્થ ગઈ અને શાહુ છત્રપતિએ બાજીરાવના મરણ બાદ બે મહિનામાંજ બાલાજીને પેશવાપદ આપ્યું. રઘુજી ભોંસલે પોતાની યુક્તિમાં ન ફાવ્યો તો પણ તે એટલો બળવાન હતો કે પેશવાના દરેક કાર્યમાં નડતર કરવા લાગ્યો. તેથી રઘુજી સામે બાલાજી લશ્કર લઇ ગયો અને સખત હાર આપી. રઘુજીએ સલાહ કરવાની ઇચ્છા દર્શાવી એટલે બાલાજીએ પણ રઘુજીને પોતાના પક્ષમાં ખેંચી તેને બંગાળા, બિહાર અને ઓરિસા ઉપર ચોથ મેળવવાનો હક્ક આપ્યો, ૧૭૪૩.

### શાહુ છત્રપતિનું મૃત્યુ, ૧૭૪૮

૧૭૪૮માં શાહુ મરણ પામ્યો. શાહુને પુત્ર ન હોવાથી તેની હયાતીમાં જ કોને દત્તક લેવો એ સંબંધી કેટલાંક વર્ષોથી ભાંજગડ

ચાલતી હતી. કોલ્હાપુરના સંભાજીને પણ પુત્ર ન હોવાથી તેને ગાદી ન આપતાં કોઈ બીજાને દત્તક લેવાનો વિચાર થતો હતો; પરંતુ શાહુના જીવતાં જ કોલ્હાપુરના સંભાજીનો સાવકો ભાઇ શિવાજી જેને પન્હાલાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો અને જે ત્યાં જ મરણ પામ્યો હતો તેનો પુત્ર રામરાજા હજુ જીવતો હતો એવી ખબર મળી. ખાતરી થતાં રામરાજાને બોલાવવામાં આવ્યો અને તેને ગાદી સોંપવામાં આવી.

## શાહુનું ચારિત્ર્ય

૧૭૦૭થી ૧૭૪૮ સુધી રાજ્ય કરી મરાઠાશાહીનો ફેલાવો તેણે આખા હિન્દુસ્તાન ઉપર કર્યો. શાહુમાં ગમે તેવા દોષ હોય તોપણ મરાઠી રાજ્યમાં શિવાજી મહારાજ પછી જો કોઇ વીર પુરુષ થયો હોય તો તે શાહુ જ હતો. નસીબના ખેલ જેટલા તેણે અનુભવ્યા તેટલા ભાગ્યે જ કોઇએ અનુભવ્યા હશે. નાનપણમાં પિતાની સાથે જંગલ વગેરે ઠેકાણે તે રહ્યો. આઠ વર્ષની ઉમરે મુગલસૈન્યના હાથમાં પોતાની માતા સાથે કેદ પકડાયો. મુગલદરબારમાં સત્તર વર્ષ કાઢયાં અને તેથી મુગલદરબારના એશઆરામના મોજીલા ગુણો તેનામાં આવ્યા. ૧૭૦૭થી ૧૭૧૪ સુધી નાના પ્રકારની રાજ્યખટપટમાં સમય પસાર થયો. પછી બાલાજી વિશ્વનાથ જેવો રાજ્યહિતેચ્છુ પેશવા મળતાં રાજ્યકારભાર તેને સોંપી એ સ્વસ્થતા ભોગવવા લાગ્યો. શાહુ દિલદાર, ભોળો, પરોપકારી, દાતાર, વ્યવહારચતુર અને સદાચરણી હતો. તેથી છેવટ સુધી તેની પ્રજા તેને અત્યંત ચાહતી હતી.

## મરાઠાઓની જીતો, ૧૭૫૧-૧૭૬૦

૧૭૫૧-૧૭૬૦ સુધીનો સમય મહારાષ્ટ્રને માટે અત્યંત લાભદાયક નીવડયો. એ અરસામાં મરાઠા સરદારોએ મોટી મોટી જીતો મેળવી મરાઠા રાજ્યનો વિસ્તાર આખા હિન્દુસ્તાનની અંદર કર્યો. રઘુજી ભોંસલેએ ઓરિસા અને બંગાળા લૂંટયું અને નિઝામ પાસેથી કટક અને બાલાસોર



હિંદુસ્તાન
૧૭૫૨
-નું-
રજપુત
મરાઠા
નીઝામ
અરબી
સમુદ્ર
બંગાળા
નો
ઉપસાગર

મોકલ્યાં. હોલ્કરે બુંદેલખંડ જીત્યું અને ઝાંસીની સ્થાપના કરી. દામાજી ગાયકવાડે અમદાવાદ જીત્યું અને પેશવાએ માલ્હસોર અને કર્ણાટક પર ચઢાઇ કરી ખંડણી લીધી.

## ઉદ્‌ગીરની લડાઈ

નિઝામ–ઉલ–મુલ્ક મરણ પામતાં તેના પુત્રો વચ્ચે ગાદી માટે તકરાર ઉભી થઈ. મરાઠાઓને દોલતાબાદ, આસીરગઢ, બીજાપુર અને ઔરંગાબાદ આપી સલાબતજંગે સલાહ કરી. ૧૭૬૦ માં પેશવાએ અહમદનગર પર ચઢાઇ કરી તેથી સલાબતજંગ સામે થયો. તેને ઉદ્‌ગીર આગળ એવી તો હાર ખવડાવી કે નિઝામને સલાહ કરવાની જરૂર પડી. આ ઉદ્‌ગીરની પ્રખ્યાત લડાઇથી મરાઠાઓને જુન્નર, શિવનેર, ત્રિંબક, મુલ્હેરનગર, અશીરગઢ, બીજાપુર અને ૬૨ લાખ રૂપીઅની જાગીરી જેટલો પ્રદેશ મળ્યો. આ લડાઇથી નિઝામનું લગભગ આખું રાજ્ય મરાઠાઓના હાથમાં આવ્યું.

## પાણીપતનું યુદ્ધ, ૧૭૬૧

અહમદશાહ અબ્દલીએ ૧૭૫૨માં પંજાબ જીતી લીધું હતું. તેની ગેરહાજરીમાં ૧૭૫૮માં રાઘોબાએ પંજાબપર ચઢાઇ કરી તે સર કર્યું. એ દરમિયાન અબ્દલી કંઇ આળસુ થઇ બેઠો ન હતો. તે આ સમાચાર મળતાં જ હિન્દુસ્તાન પર ચઢી આવ્યો. આ વાતની ખબર મળતાં સદાશિવરાવભાઉ ઘણા જ હર્ષમાં આવી ગયો. પેશવાના પુત્ર વિશ્વાસરાવને લઇ દક્ષિણમાંથી અબ્દલી સાથે લડવા તેણે કૂચ કરી. રસ્તામાં ઇબ્રાહીમ ગાર્દી, હોલ્કર, ગોવિંદપંત, સુરજમલ, સિંધિયા વગેરે ઘણા સરદારો લશ્કર લઇ તેને મળ્યા. બન્ને લશ્કરોએ ઇતિહાસમાં પ્રખ્યાત થયલા પાણીપતના મેદાનમાં છાવણી નાખી. ભાઉએ કરેલી મરાઠા લશ્કરની છાવણીની ગોઠવણ કસાએલા મલ્હારરાવ હોલ્કર અને સુરજમલ જાટને પસંદ ન પડી; જો કે ભાઉ વીર પુરૂષ હતો તો પણ તે

અભિમાની હતો તેથી એવું ધારતો કે યુદ્ધ કળામાં હું સર્વોપરી છું. તેણે આ બહાદુર કસાએલા યોદ્ધાની સલાહ ન માનતાં ઉલટું તેનું અપમાન કર્યું. તેથી સુરજમલ પોતાનું લશ્કર લઈ ચાલ્યો ગયો. આથી લશ્કરમાં બેદિલી ફેલાઈ. રોજ છુટીછવાઇ લડાઇ ચાલતી. બન્ને પક્ષના ઘણા માણસો મરણ પામતા પણ મરાઠાઓ દક્ષિણથી ઘણે દૂર આવેલા હોવાથી ખોરાકનો યોગ્ય બંદોબસ્ત કરી શકતા ન હતા.

આખરે એમ જણાવા લાગ્યું કે ભૂખમરાથી સૈન્યનો નાશ થશે તેથી ૧૨ મી જાનેવારી ૧૭૬૧ ના દિવસે મરાઠાઓએ છાવણી છોડી ધસારો કર્યો. શરૂઆતમાં મરાઠાઓને જય મળશે એવા ચિહ્નો દેખાવા લાગ્યાં. ગાર્દીએ કમાલ કરી રોહિલાઓને કાપી કાઢ્યા. ભાઉએ સુજા-ઉદ્દૌલા અને અફઘાન વજીરને તોબા પોકરાવી. સિંધિયાએ પોતાનું શૌર્ય બતાવી અબદલ્લીના લશ્કરને ખેદાનમેદાન કર્યું. પણ છ કલાકની લાંબી લડાઈ પછી મરાઠાઓને ભૂખનું દુઃખ થવા લાગ્યું. જેવા મરાઠાઓ ભૂખથી નબળા પડવા લાગ્યા કે અબદલ્લીએ પોતાનું તાજું લશ્કર હુમલો કરવા રવાના કર્યું. એ તાજા લશ્કર આગળ મરાઠા સૈન્યની હાર તૂટી. ભાઉ પડયો. વિશ્વાસરાવ કપાયો. મલ્હારરાવ હોલ્કર તથા મહાદજી સિંધિયા જીવ લઇ નાસી છૂટ્યા. લગભગ બે લાખ મરાઠાઓ એ રણમાં હોમાયા. નાસી છૂટેલા કેટલાકે પાણીપત શહેરનો આશ્રય લીધો પણ બીજે દિવસે ક્રૂર અફઘાનોએ તેમને રિબાવી રિબાવી મારી નાખ્યા અને સ્ત્રી બાળકોને ગુલામ તરીકે વેચી નાખ્યા. એ લડાઇ સંબંધી એક પત્ર એક વેપારીએ પોતાના દક્ષિણના દલાલને લખ્યો તે નીચે પ્રમાણે હતો:

"બે અમૂલ્ય મોતીઓ ગૂમ થયાં છે, સત્તાવીસ સોના મહોર ખોવાઇ ગઇ છે, અને રૂપાના અને ત્રાંબાના સિક્કા એટલા બધા ગયા છે કે તેનો સરવાળો કરી શકાતો નથી."

બે મોતી તે ભાઉ અને વિશ્વાસરાવ, સોનાના સિક્કાઓ તે મરાઠા સરદારો અને ત્રાંબા તથા રૂપાના સિક્કા તે સિપાઇઓ. આ પત્ર લઇ

મેળવવી પડે છે. (૨) હિન્દે લડાઇમાં ઉતરવું કે નહિ તે એ નક્કી કરે છે. (૩) મોટી નહેર બાંધવી હોય, મોટા પગારની નવી જગ્યા કાઢવી હોય, પગાર વધારવા હોય, સ્થાનિક સરકારો અથવા દેશી રાજ્યોને પૈસા ધીરવા હોય-આ સઘળા કાર્યો માટે હિન્દીવજીરની પરવાનગી મેળવવી પડે છે.

## હિન્દીવજીરની સભા

હિન્દીવજીરની સભા તેણે જ નિમેલા આઠથી બાર સભ્યોની બનેલી છે. તેઓની નિમણૂક પાંચ વર્ષ માટે થાય છે. સને ૧૯૧૯ના કાયદાની રૂએ આ સભાનું બંધારણ એવું નક્કી કરવામાં આવ્યું કે સભાના અડધોઅડધ સભ્યોએ હિન્દમાં ઓછામાં ઓછા દશ વર્ષનો વસવાટ કર્યો હોવો જોઇએ અને સભ્ય બનતી વખતે તેમણે હિન્દ છોડ્યાને પાંચથી વધુ વર્ષ થયા હોવા નહિ જોઇએ. આથી હિન્દી રાજકીય પરિસ્થિતિમાં થતા પ્રત્યેક ફેરફારથી માહિતગાર માણસો જ સભ્ય બની શકે છે. દરેક સભ્યને ૧૨૦૦ પાઉંડનું વર્ષાસન મળેછે અને હિન્દમાં વસવાટ કરી રહેલા સભ્યોને એ વર્ષાસન ઉપરાંત ૬૦૦ પાઉંડ ભથ્થાના મળેછે.

## તેનું કાર્ય

હિન્દીવજીરની સભાનું કાર્ય બે પ્રકારનું છે-હિન્દીવજીર પર કાબુ રાખવો અને તેને સલાહ આપવી.

# પ્રકરણ–૨ જું

# વાઇસરૉય અને તેની કારોબારી સભા

## વાઇસરૉય

વાઈસરૉય એ ખુદ શહેનશાહની સત્તાનો અધિકારી છે. નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે રાજતખ્તને બક્ષેલી ખાસ સત્તા તે વાપરી શકે છે. વડા પ્રધાનની સૂચનાથી નામદાર શહેનશાહ તેની નિમણૂક કરે છે. સાધારણ રીતે તે પાંચ વર્ષ માટે નિમાય છે. હિન્દી વજીર હિન્દના રાજવહીવટ માટે રાજસભાને જવાબદાર હોવાથી વાઈસરૉયને હિન્દી વજીરના સર્વે હુકમ માનવા પડે છે.

વાઇસરૉયની પસંદગી ઘણુંખરૂં ઈંગ્લંડના પ્રતિષ્ઠિત, બાહોશ, અને રાજકાર્યકૂશળ અમીર વર્ગમાંથી થાય છે. સાધારણ રીતે હિન્દની સાથે અંગત પરિચયમાં નહિ આવેલા હોય એવા માણસોને પસંદ કરવામાં આવે છે. આમ હોવાનું કારણ એમ કહેવાય છે કે વાઈસરૅાયનું કામ તેની કારોબારી સભાના સભ્યોએ રજુ કરેલી બાબતોપર નિર્ણય આપવાનું હોવાથી એ જેમ તટસ્થ અને નિષ્પક્ષપાતી બની શકે તેમ સારૂં. કારણકે હિન્દી સનદી નોકરીમાં જોડાઈ સરકારી ખાતાની ઘરેડમાં પડી થોડાંક વર્ષ અનુભવ મેળવી પારંગત બનેલો અમલદાર તે ચીલામાંથી બહાર નીકળી, જોઇએ તેટલી વિશાળ દૃષ્ટિએ ન્યાય આપવા અશક્ત નિવડે છે.

## વાઈસરૅાયની સત્તા

હિન્દી રાજતંત્રના અધ્યક્ષ તરીકે વાઈસરૉયની સત્તા ઘણા પ્રકારની છે. તે (૧) હિન્દનો પરદેશ સાથેનો સંબંધ સંભાળે છે, (૨) સરહદપરની પ્રજાઓ સાથે કરાર કરે છે, (૩) દેશી રાજ્યોના વહીવટ પર દેખરેખ રાખે છે, (૪) ધારાસભાએ પસાર કરેલા ખરડાને મંજુર કરવાની ના પાડી શકે છે, (૫) જો એને લાગે કે કોઇપણ ઠરાવ યા

ખરડાપરના વિવેચનથી બ્રિટિશ હિન્દની સુલેહ શાંતિને નુકસાન પહોંચવાનો સંભવ છે તો તેવી ચર્ચા એકદમ અટકાવી શકે છે, (૬) વડી ધારાસભાએ નામંજુર કરેલો ખર્ચ તે આપસત્તાથી મંજુર કરી શકે છે, અને (૭) કાયદાના જેટલા જ અસરકારક હુકમો આપસત્તાથી તે અમુક મુદત માટે બહાર પાડી શકે છે.

## વાઇસરૉયની કારોબારી સભા

હાલની વાઇસરૉયની કારોબારી સભા આઠ સભ્યોની બનેલી છે. વાઇસરૉય આ સભાનો પ્રમુખ છે અને ઉપ-પ્રમુખની એ નિમણૂક કરે છે. સભાસદોની નિમણૂક નામદાર શહેનશાહ કરે છે અને તેઓ ઘણું ખરૂં પાંચ વર્ષ સુધી એ દરજ્જો ભોગવે છે. સને ૧૯૧૯ના કાયદાથી સભાસદોની કુલ સંખ્યાની મર્યાદા નીકળી ગઇ છે. સભાસદોમાંના ત્રણ જણે હિન્દમાં દશ વર્ષ સુધી શહેનશાહની નોકરી કરી હોવી જોઇએ, તેઓમાંનો એક હિન્દુસ્તાન અથવા ઇંગ્લંડનો દશ વર્ષનો અનુભવી ધારાશાસ્ત્રી હોવો જોઇએ, અને છેવટમાં તેઓમાંના ઓછામાં ઓછા ત્રણ હિન્દી હોવા જોઇએ.

## કાર્યપદ્ધતિ

સભામાં ચર્ચાતા પ્રશ્નોનો નિર્ણય બહુમતિથી કરવામાં આવે છે. સભાના કાર્યના નિયમો વાઇસરૉય ઘડે છે. આ નિયમાનુસાર થયલા નિર્ણયોને ગવર્નર-જનરલ અને તેની સભાના ઠરાવો તરીકે ઓળખવામાં આવે છે. ચર્ચામાં જ્યારે બંને બાજુએ સરખા મત પડે ત્યારે વાઇસરૉયને પ્રમુખ તરીકે વધારાનો 'નિર્ણયકારી મત' આપવાની સત્તા છે. ઘણા મહત્ત્વના પ્રશ્નોમાં તો તે આખીયે સભાની વિરૂદ્ધ જઇ તેનો અમલ કરી શકે છે.

## ખાતાંની વહેંચણી

કારોબારી સભાના કામની વહેંચણી નીચે મુજબ આઠ ખાતાંઓ પાડીને કરવામાં આવી છે:—

(૧) રાજકીય અથવા પરદેશ ખાતું

આ ખાતું વાઈસરૉયના પોતાના હાથમાં છે. પરદેશીય રાજનીતિ, સરહદ પરની પ્રજાઓ, હિન્દનાં દેશીરાજ્યો, અજમેર–મેરવાડા, વાયવ્ય સરહદનો પ્રાંત અને બ્રિટિશ બલુચિસ્તાન સાથે આ ખાતું સંબંધ ધરાવે છે.

(૨) લશ્કરી ખાતું

આ ખાતાનો વહીવટ વડો સેનાધિપતિ કરે છે. તે હિન્દી સૈન્ય ઉપર દેખરેખ રાખે છે.

(૩) સ્વદેશ ખાતું

આંતરિક રાજકીય પરિસ્થિતિ, ન્યાય અને કાયદાનો અમલ, જેલ-ખાતું, પોલિસ ખાતું, વગેરેનો વહીવટ આ ખાતાનો સભ્ય કરે છે.

(૪) નાણાં ખાતું

દેવું, ટંકશાળ, જકાત, ખંડણી, સ્ટૅંપ, અફીણ, મીઠું, સરકારી નોકરોના પગાર, રજા, પેન્શન, પ્રાંતિક સરકારની ઉપજ તેમજ ખર્ચ તરફ ધ્યાન રાખવાનું કામ વગેરેનો સમાવેશ આ ખાતામાં થાય છે. એ ઉપરાંત વડી સરકારનાં ઉપજ તથા ખર્ચનો હિસાબ રાખવાનું અને વાર્ષિક અંદાજપત્ર તૈયાર કરવાનું કામ આ ખાતું કરે છે.

(૫) રેલવે, વ્યાપાર, અને ધર્મવિષયક ખાતું

રેલવે બોર્ડ જે હિન્દી રેલવેઓ ઉપર દેખરેખ રાખે છે તેને લગતું સઘળું કામકાજ આ ખાતાનો સભાસદ કારોબારી સભામાં રજુ કરે છે. વળી આ ખાતું વેપારને લગતી ઘણીએ બાબતો, તેને લગતી નવીન અને જરૂરી માહિતી એકઠી કરી જાહેર કરે છે. પોસ્ટ, તાર વગેરે વિષયોનો વહીવટ કરે છે. વળી ધર્મને લગતું સઘળું કાર્ય આ ખાતું સંભાળે છે.

(૬) ધારા ખાતું

દેશને માટે કાયદા, મુસદ્દા વગેરે તૈયાર કરવાનું અને વડી તેમ જ પ્રાંતિક સરકારોને કાયદાની સલાહ આપવાનું કામ આ ખાતું કરે છે.

(૭) કેળવણી, જાહેર તંદુરસ્તી, વગેરેને લગતું ખાતું

આ ખાતાં પ્રાંતિક બન્યાથી વડી સરકારને એટલે આ ખાતાના સભાસદને તો માત્ર સ્થાનિક સરકારોના એ વિષયના વહીવટ ઉપર દેખરેખ રાખવાનું જ રહે છે.

(૮) ઉદ્યોગ અને મજુર વર્ગને લગતું ખાતું

દેશનાં હુન્નરઉદ્યોગને અર્થશાસ્ત્ર, વિજ્ઞાન, વગેરેની મદદથી ઉત્તેજન આપવાનું કામ આ ખાતું કરે છે.

## પ્રકરણ-૩ જું

## પ્રાંતિક સરકાર

### બ્રિટિશ હિન્દના રાજકીય વિભાગો

રાજવહીવટની સરળતાને ખાતર બ્રિટિશ હિન્દના પંદર વિભાગ કરવામાં આવ્યા છે. તેમાંથી મુંબઈ, મદ્રાસ અને બંગાળા ત્રણ ઇલાકાઓ, અને સંયુક્તપ્રાંતો, પંજાબ, બિહાર ને ઓરિસા, મધ્યપ્રાંતો અને આસામ એ પાંચ પ્રાંતો એ દરેક 'ગવર્નર' ચલાવે છે. બ્રહ્મદેશ 'લેફ્ટેનન્ટ ગવર્નર'ના હાથ નીચે છે, જ્યારે વાયવ્યસરહદનો પ્રાંત, દિલ્હી, બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર-મેરવાડા, કુર્ગ અને આન્દામાન એ દરેક 'ચિફ કમિશ્નર' ચલાવેછે.

## ઈલાકાના ગવર્નરો અને બીજા ગવર્નરો

ગવર્નરોને રાજવહીવટમાં મદદ કરવાને કારોબારી સભા અને પ્રધાન મંડળ હોય છે. ઈલાકાના ગવર્નરો બીજા પ્રાંતોના ગવર્નરો કરતાં તેમની પ્રતિષ્ઠા તેમ જ વધારે પગારને લીધે વધારે મોટો હોદ્દો ભોગવે છે. તેમની નિમણૂક નામદાર શહેનશાહ હિન્દી વજીરની સલાહથી ઇગ્લંડમાં રહેતા પ્રતિષ્ઠિત અને અનુભવી ગૃહસ્થોમાંથી કરે છે. જ્યારે બીજા ગવર્નરોને નિમતાં પહેલાં ગવર્નરજનરલની સલાહ લેવામાં આવે-છે અને તેમની નિમણૂક હિન્દી સનંદી નોકરીના અમલદારોમાંથી પણ થઈ શકે છે. ઈલાકાના ગવર્નરો હિન્દી વજીર સાથે સીધો પત્રવ્યવહાર કરી શકે છે, જ્યારે બીજા ગવર્નરો તેમ કરી શકતા નથી.

## હિન્દી પ્રજાની રાજકીય જાગ્રતિ અને રાષ્ટ્રીય ભાવના

પ્રજાની રાષ્ટ્રીય ભાવનાને સંતોષવા માટે હિન્દી વજીર મી. મોન્ટેગ્યુએ ૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે જાહેર કર્યું કે જવાબદાર રાજતંત્રના હક્ક આપવાને, હિન્દના રાજવહીવટમાં હિન્દીઓનું પ્રમાણ વધારવાને તથા હિન્દુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ ગણવાને બ્રિટિશ સરકાર તત્પર છે. આ નિવેદનના સારરૂપ મોન્ટફર્ડ સુધારાઓ* હિન્દુસ્તાનને મળ્યા અને તેમાં જણાવવામાં આવ્યું કે જવાબદાર રાજ-તંત્ર, ક્રમશઃ સ્થાપવા માટે પ્રાંતિક સરકારથી શરૂઆત કરવી. તે માટે પ્રાંતોને ધારા ઘડવામાં, રાજવહીવટમાં અને નાણાં પ્રકરણમાં થોડેક અંશે સ્વતંત્રતા આપવાનું નક્કી થયું.

## 'દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિ'

આ પદ્ધતિથી પ્રાંતિક કાર્યવાહી મંડળના બે વિભાગ પડી જાય છે. એક વિભાગ ગવર્નર અને તેની કારોબારી સભાનો છે અને તે

---

*૧૯૧૯માં દાખલ થયેલા સુધારા 'મોન્ટ–ફર્ડ' સુધારા કહેવાય છે. કારણ કે તે વખતે મી. મોન્ટેગ્યુ હિન્દી પ્રધાન હતા અને લૉર્ડ ચેમ્સફર્ડ હિન્દના વાઇસરૉય હતા.

રાજસભાને જવાબદાર છે; બીજો ગવર્નર અને તેના પ્રધાનોનો છે અને તે ધારાસભાને જવાબદાર છે.

પ્રાંતિક કારોબારી સભા ગવર્નર અને બે થી ચાર સભાસદોની બનેલી છે. મોટે ભાગે અડધો અડધ સભ્યો હિન્દી હોય છે. નામદાર શહેનશાહ તેમને પાંચ વર્ષ માટે નિમે છે. તેમની હકુમતમાં "અનામત" –રીઝર્વ્ડ તરીકે ઓળખાતા વિષયો છે. આ વિષયોની વ્યવસ્થા માટે ગવર્નર પહેલાંની પેઠે જ હાલ પણ રાજસભાને જવાબદાર છે.

ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોમાંથી ગવર્નર તેના પ્રધાનોની નિમણુક કરે છે, અને તેમને "સોંપાયલા"–ટ્રાન્સફર્ડ વિષયોનો વહીવટ આપે છે. તેઓ ધારાસભાને જવાબદાર છે.

(૧) ન્યાય, પોલીસ, જેલ, યૂરોપીઅનોનું શિક્ષણ, સ્ટેંપ, જમીન-મહેસૂલ વગેરે ખાતાંઓનો અનામત વિષયોમાં સમાવેશ થાય છે, અને તેનો વહીવટ કારોબારી સભાના હાથમાં છે. (૨) સ્થાનિક સ્વરાજ્ય, જાહેર બાંધકામ, કેળવણી, આબકારી, જંગલોની દેખરેખ વગેરે વિષયો સોંપાયલા વિષયો કહેવાય છે, અને તેનો વહીવટ પ્રધાનોને સોંપવામાં આવ્યો છે.

**પ્રધાનો કાર્યવાહી રાજતંત્રના સભ્યો છે પણ કારોબારી સભાના સભ્યો નથી.** તેમની મુદ્દત ધારાસભાની મુદ્દત જેટલી એટલે કે ત્રણ વર્ષની છે. અજ્ઞાન અથવા બિનઅનુભવથી પ્રધાનોએ કદાચ ખોટો માર્ગ લીધો હોય તો ગવર્નર તેમની ભૂલ સુધારવા સલાહ આપે છે, પણ જો તેઓ ન સમજે તો પ્રણાલિકા એવી છે કે, તેણે તેમને તેમનો માર્ગ લેવા દેવો :અને પછી જરૂર જણાય તો આપસત્તાથી તેમના નિર્ણયનો અસ્વીકાર કરવો. જો પ્રધાનને આ અસ્વીકાર બિનજરૂરી યા અયોગ્ય લાગે તો રાજીનામું આપી શકે છે. વળી જો ગવર્નરને એમ લાગે કે અમુક પ્રધાન વારંવાર ખોટું કાર્ય કરે છે અથવા તો ધારાસભાનો વિશ્વાસ તેણે ખોયો છે તો તેને એ દૂર કરી શકે છે. આવા બનાવ વખતે જો બીજા પ્રધાનો તેમજ ધારાસભા, ગવર્નરના

નિશ્ચય વિરુદ્ધ એ પ્રધાનને સબળ ટેકો આપે તો ગવર્નર તેમને સઘળાને રજા આપી, ધારાસભાને વિસર્જન કરી નવી ચૂંટણી કરાવી શકે છે. પરંતુ આ નવા પ્રધાનો પણ જુના પ્રધાનોના મતના જ હોય તો ગવર્નરને તેમનો મત સ્વીકારવો પડે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે ગવર્નરના હાથમાં બહોળી અને અગત્યની સત્તા હોવા છતાં આખરે નિશ્ચયી મતધારીઓને નમ્યા વગર તેનો છૂટકો નથી.

## કાર્યવાહી મંડળની એકત્ર સભા

આ દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિમાં બે પ્રકારની સત્તાનો સમાવેશ થયેલો હોવાથી, કારોબારી સભા અને પ્રધાનો વચ્ચેની એકતા અને સહકાર ઉપર તેની સફળતાનો આધાર રહ્યો છે. તેમની વચ્ચેની આ એકતા અને સહકાર વધારવા માટે આ બે વિભાગોને સાથે મેળવવાની ગવર્નર હમેશાં ગોઠવણ કર્યા કરે છે. રોજનું સાધારણ કામ ઘણુંખરૂં ખાતાંઓ મારફતે જ થાય છે, પરંતુ ઘણી મહત્ત્વની બાબતો માટે ગવર્નરના અધ્યક્ષપણા હેઠળ આખું કાર્યવાહી મંડળ મળે છે. પ્રધાનો કારોબારી સભાસદોને પ્રજાનું દૃષ્ટિબિંદુ અને તેમની ઇચ્છા જણાવે છે અને કારોબારી સભાસદો સરકારનો અનુભવપ્રવીણ મત દર્શાવે છે. આથી દરેક પક્ષ બીજા પક્ષની દલીલ જાણી અને સમજીને જ નિર્ણયપર આવે છે. આટલું થયા પછી પણ દરેક પક્ષ પોતાનું ધાર્યું કરવાને મુખત્યાર છે. 'અનામત' ખાતાનો છેવટનો નિર્ણય અને તેની જવાબદારી કારોબારી સભાસદોને માથે છે, જ્યારે 'સોંપાયલા' વિષયોનો ફડચો પ્રધાનો જ આણે છે.

## પ્રાંતિક વિભાગો અને તેનો વહીવટ

પ્રાંતિક સરકારનું તંત્ર જોયા પછી આપણે હવે પ્રાંતનાં આંતરિક રાજવહીવટનુ તંત્ર જોઇએ. રાજવહીવટની સરળતા માટે બ્રિટિશ હિન્દમાં દરેક પ્રાંત વિભાગોમાં અને જીલ્લાઓમાં વહેંચી નાખવામાં આવ્યો છે. વિભાગોનો ઉપરી કમિશ્નર કહેવાય છે. પરંતુ આખા

હિન્દુસ્તાનમાં રાજવહીવટના નાનામાં નાના અંગ તરીકે તો જીલ્લાને જ ગણવામાં આવ્યો છે. હિન્દુસ્તાનમાં ૨૭૧ જીલ્લા છે, દરેક જીલ્લાનું સરાસરી ક્ષેત્રફળ ૫૦૦૦ ચો. મા. છે; અને તેની વસતી આશરે ૧૦ લાખ માણસની છે. જીલ્લાના પેટા વિભાગ તાલુકાઓ છે અને તાલુકો ઘણાં ગામો મળીને બને છે.

## જીલ્લાનો કલેક્ટર

જીલ્લાનો ઉપરી કલેક્ટર કહેવાય છે. તે પહેલા દરજ્જાનો મૅજિસ્ટ્રેટ છે. મહેસૂલી અમલદાર તરીકે તે પોતાના જીલ્લાની જમીનની મહેસૂલ માટે જોખમદાર છે; જો ખેડૂત અને જમીનદાર વચ્ચે તકરાર પડે તો તેનો નિવેડો એણે આણવો પડે છે. દુષ્કાળના વખતમાં 'તગાવી' મદદ કોને અને કેટલી આપવી તે એ નક્કી કરે છે. જીલ્લાના એક મુખ્ય મૅજિસ્ટ્રેટ તરીકે એ જીલ્લા પોલિસનો ઉપરી છે અને જીલ્લાની સુલેહ અને સંરક્ષણ માટે જોખમદાર છે. વળી તેના જીલ્લામાં આવેલાં ગામડાંઓના વહીવટ માટે તે જવાબદાર હોવાથી તેનો ઘણો વખત આ ગામડાંઓની સુખાકારી, કેળવણી, ખેતી વગેરે પર દેખરેખ રાખવામાં જાય છે. કલેક્ટરની આ બધી ફરજો જોતાં તે ઠરેલ પ્રકૃતિનો, લોકો તરફ સહાનુભૂતિવાળો અને ઉદ્યમી હોય એ જરૂરનું છે.

## જીલ્લાના પેટાવિભાગો અને તેના ઉપરીઓ

કલેક્ટરના હાથ નીચે 'આસીસ્ટંટ' અને 'ડેપ્યુટી' કલેક્ટરો હોય છે અને તેઓમાંના દરેકના તાબામાં જીલ્લાના પેટાવિભાગોમાંનો એક હોય છે. તાલુકાઓનો ઉપરી મામલતદાર કહેવાય છે. દરેક ગામડામાં ત્રણ મુખ્ય સરકારી માણસો હોય છે:–(૧) પટેલ, મહેસૂલ ઉઘરાવે છે. (૨) કુલકર્ણી, હિસાબ રાખે છે (૩) ચોકીદાર, ગામની ચોકી કરે છે.

# પ્રકરણ—૪ થું

# સ્થાનિક સ્વરાજ્ય

## પ્રાચીન હિન્દની સંસ્થાઓ

હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનો પ્રદેશ પ્રથમ પશ્ચિમના વિદ્વાનોએ ખેડેલો હોવાથી અને તેમણે આપેલું ચિત્ર બહુધા એક તરફી હોવાથી સાધારણ રીતે લોકમાન્યતા એવી થઈ ગઇ છે કે હિન્દીઓ આપખુદ સત્તાને ચાહનારા છે અને તેમને બંધારણી રાજસત્તા કે સ્વરાજ્ય ગમતું નથી. પરંતુ હાલમાં હિન્દમાતાના કેટલાક વિદ્વાન પુત્રોએ પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ કરી કેટલાંક અમૂલ્ય પુસ્તકો પ્રકટ કરી સિદ્ધ કરી આપ્યું છે કે યૂરોપીય પ્રજા જ્યારે જંગલી અવસ્થામાં હતી ત્યારે આર્યાવર્તમાં નાનકડાં કેટલાંએ પ્રજાસત્તક રાજ્યો પ્રસરેલાં હતાં. વિન્સેન્ટ સ્મિથ જેવા હિન્દના પ્રાચીન ઇતિહાસના પ્રખર અભ્યાસક યૂરોપીય હોવા છતાં કેટલાક દાખલા ટાંકી આ મતને ટેકો આપે છે. મહાન સિકંદરે પોતાની સ્વારી વખતે હિન્દુસ્તાનમાં ઘણાંયે નાનાં નાનાં પ્રજાસત્તક રાજ્યો દીઠાં હતાં. વળી ચંદ્રગુપ્તના દરબારમાં આવેલા ગ્રીક એલચી મેગેસ્થીનસે હિન્દમાં એવાં ૧૧૮ રાજ્યો હોવાનું લખ્યું છે, એટલું જ નહિ પણ એ તો કહે છે કે તે વખતનું હિન્દનું પ્રજાતંત્ર પ્રશંસાપાત્ર હતું. મધ્યકાલીય હિન્દુ અને મુસલમાની કાળમાં પણ આ નાનકડાં પ્રજાસત્તક રાજ્યો પુરાણા વખતથી ચાલી આવેલી રીત પ્રમાણે આંતરિક વ્યવસ્થા જાળવતાં અને ન્યાય આપતાં.

## તેમનું બંધારણ

ગામના વડીલોની મંડળી 'પંચાયત' કહેવાતી અને તે ગામનો વહીવટ ચલાવતી. ચોકીદાર, હિસાબી કારકુન, કાસદ, કુંભાર વગેરે આ ગામડાની સરકારના અમલદારો હતા અને તેમને પગારપેટે જમીન આપવામાં આવતી, અથવા તો ગામની જમીનના કુલ પાકમાંથી અમુક

હિસ્સો તેમને આપવામાં આવતો. પરંતુ કંપની સરકારના રાજ્યે આ પંચાયતોની અવદશા કરી અને તે ધીમે ધીમે અદૃશ્ય થઈ. સર્વે સંસ્થાઓ આદર્શ હતી એમ કહેવાનો હેતુ નથી પણ જો તે બગડેલી સંસ્થાને સુધારી હોત તો સ્વરાજ્યના એકના એક બીજનો આ પ્રમાણે નાશ ન થાત. ગામડાંઓના સત્તાધીશો તરફના અણવિશ્વાસને લીધે તેમની મહેસૂલી અને ફોજદારી સત્તા ઝૂંટવી લેવામાં આવી અને તેથી સત્તા વગરની નામની સંસ્થાઓનો નાશ થયો. પરંતુ ચાલુ જમાનામાં બ્રિટિશ સરકારે જ્યારે હિન્દુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો ત્યારે આ ગ્રામ્ય પંચાયતોનો પુનરુદ્ધાર કરવાની તેને ખાસ જરૂર જણાઈ. તેથી પંચાયતોને પાછી અસ્તિત્વમાં લાવવાને સરકાર મહેનત કરી રહી છે.

## મ્યુનિસિપાલિટીઓની ઉત્પત્તિ અને વિકાસ

હાલમાં હિન્દુસ્તાનમાં જે પદ્ધતિ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ચાલે છે તેને ઉપર જણાવેલી જૂની સંસ્થાઓ સાથે કંઈ પણ સંબંધ નથી. હાલની સંસ્થાઓ બ્રિટિશ સરકારે દાખલ કરેલી પદ્ધતિ મુજબ યોજાયલી છે. (૧) કંપની સરકારના રાજ્યની શરૂઆતમાં કલકત્તા, મદ્રાસ અને મુંબઈને મ્યુનિસિપાલિટી જેવું કંઈક બંધારણ કરી આપવામાં આવ્યું હતું. અંગ્રેજી સંસ્થાઓની નકલ કરી અહીં પણ 'મેયર' વગેરે અધિકારીઓ નિમ્યા હતા. આ મ્યુનિસિપાલિટીઓને શહેરની કેળવણી, સુખાકારી વગેરે માટે દેખરેખ રાખવાની અને શહેરમાં જતી આવતી ચીજોપર કર નાખવાની સત્તા હતી. (૨) સને ૧૮૫૦માં મ્યુનિસિપાલિટીઓને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો અને પ્રાંતોમાં મ્યુનિસિપાલિટીઓ સ્થાપી તેમાં લોકનું પ્રતિનિધિત્વ કંઈક અંશે દાખલ કરવામાં આવ્યું. (૩) સને ૧૮૫૬માં મ્યુનિસિપાલિટીના વહીવટ માટે સરકારે કમિશ્નરો નિમ્યા. સને ૧૮૭૦ના લૉર્ડ મેયોના ઠરાવથી આ પદ્ધતિમાં સુધારો કરવામાં આવ્યો. ત્યારબાદ મ્યુનિસિપલ વહીવટમાં સ્થાનિક પ્રજાને આગળ પડતો ભાગ લેવાને

સરકારે ઉત્તેજન આપવાની નીતિ અખત્યાર કરી. (૪) સને ૧૮૮૧માં લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્ય વિષે તેનો પ્રખ્યાત ઠરાવ પ્રકટ કર્યો. આ ઠરાવથી મ્યુનિસિપાલિટીની આવક માટે ઘણાં સ્થાનિક સાધનોપર કર નાખવાની છૂટ આપવામાં આવી. મ્યુનિસિપાલિટી એ સ્વરાજ્યનું પ્રથમ પગથિયું છે એમ પહેલીવાર જાહેર કરનાર આ ઉદારચિત મહાન વાઇસરૉયની હિન્દી પ્રજા ઋણી છે. (૫) સને ૧૮૯૩ના કાયદાએ સ્થાનિક સંસ્થાઓનાં સત્તા તેમજ કાર્યો વધાર્યાં. પ્રજાનું પ્રતિનિધિત્વ પણ વધારવામાં આવ્યું.

## 'કૉર્પોરેશન્સ'

મુંબઈ, મદ્રાસ અને કલકત્તા કંપની સરકારના ખાસ મથકો હોવાથી ત્યાંની મ્યુલિસિપાલિટી જુનામાં જુની છે અને હજુ પણ બ્રિટિશ હિન્દમાં એ ત્રણ મુખ્ય હોઈ 'કૉર્પોરેશન'ને નામે ઓળખાય છે. તેમનું બંધારણ સ્થાનિક સરકારે પસાર કરેલા ખાસ કાયદાથી ઘડાયેલું છે. આ ત્રણેમાં મુંબઈની 'કૉર્પોરેશન'માં લોકોના પ્રતિનિધિઓનું પ્રમાણ સૌથી વધારે છે.*

## શહેરોની મ્યુનિસિપાલિટીઓનું બંધારણ

શહેરોની મ્યુનિસિપાલિટીમાં ⅘ સભ્યો ચૂંટાયલા છે અને ⅕ સરકારના નિમેલા છે. સભ્યો પોતાનામાંજ એકને પ્રમુખ તરીકે ચૂંટી કાઢે છે.

---

*** મુંબઈની કૉર્પોરેશન**

મુંબઈની કૉર્પોરેશનનું હાલનુ બંધારણ સને ૧૯૨૩ ના કાયદાની રૂએ થયું છે. તેમાં ૧૦૬ સભ્યો છે, જેમાંના ૭૬ શહેરના ભાડા ભરનારાઓએ ચૂંટેલા પ્રતિનિધિઓ છે. શહેરના મંડળો જેવાં કે દેશી વેપારી મંડળ, બોમ્બે ચેમ્બર ઑફ કૉમર્સ, યુનિવર્સિટી અને મીલમાલેકોનું મંડળ એ દરેકના એક એક એ પ્રમાણે ચાર, અને ૧૬ સરકારના નિમેલા સભ્યો છે. આ ૯૬ સભાસદો બીજા ૧૦ સભ્યોને પસંદ કરે છે.

### સરકારી અંકુશ

આ સંસ્થાઓ ઉપરનો સરકારનો કાબુ ઓછો થવા છતાં હજુ ઘણો છે, અને તે અંકુશ જીલ્લા-કલેકટર અથવા તેજ વિભાગના કમિશ્નર મારફત વપરાય છે. સરકારની પરવાનગી વિના મ્યુનિસિપાલિટીઓથી મોટું જાહેર દેવું કરી શકાય નહિ. વળી મ્યુનિસિપાલિટીના નાણાં, હિસાબ અને મોટા કારોબારી અમલદારોની નિમણૂક પર ખાસ અંકુશ રાખવામાં આવે છે. મ્યુનિસિપાલિટીમાં અંધેર હોય અથવા તે તેની સત્તાનો દુરુપયોગ કરે છે એમ સરકારને લાગે તો મ્યુનિસિપાલિટીને અમુક વખત માટે બરતરફ કરી પોતે નિમેલી કમિટિ દ્વારા સરકાર વહીવટ ચલાવી શકે છે.

### મ્યુનિસિપાલિટીની ફરજો

મ્યુનિસિપાલિટીઓ માટે નીચેનાં કામ ફરજીઆત છે:—(૧) દીવાબત્તીની વ્યવસ્થા કરવી, (૨) રસ્તા વાળવા, (૩) આગથી રક્ષણ કરવું, (૪) નુકસાનકારક અને જોખમકારક વેપાર ધંધાને અટકાવવા યા નિયમમાં રાખવા, (૫) રસ્તા વચ્ચે અને ચકલાઓમાં હરકત કરતી વસ્તુઓને દૂર કરવી, (૬) જોખમકારક મકાનો દૂર કરવાં યા ખરીદી લેવાં, (૭) ગંદકીવાળા સ્થાનોને ચોકખા કરાવવાં, (૮) મડદાંઓને બાળવા, દાટવા વગેરેની વ્યવસ્થા રાખવી, (૯) જાહેર રસ્તાને પાકા કરવા અને બરાબર રાખવા, (૧૦) નાળાં બંધાવવાં, (૧૧) બજાર, ગટર, હમામખાનાં, ધોવાની જગ્યાઓ, હવાડા અથવા હોજ, તળાવ વગેરે બાંધવા, (૧૨) પ્રાથમિક કેળવણી આપવી, અને (૧૩) પાણી પૂરૂં પાડવું.

### આવકનાં સાધનો

લોકોના પર ઘર, બજાર, નળ વગેરેનો વેરો નાખી આ બધાં કામો માટે જોઈતાં નાણાં મ્યુનિસિપાલિટી મેળવે છે.

### લોકલબોર્ડનું બંધારણ, આવકના સાધનો વગેરે

લૉર્ડ રિપનના ઠરાવ મુજબ શહેરની મ્યુનિસિપાલિટી પેઠે ગામડાઓમાં લોકલબોર્ડની સ્થાપના થઈ છે. આ બોર્ડોમાં બિનસરકારી સભ્યોનું પ્રમાણ વધુ રાખવું, અને બની શકે ત્યાં સુધી તેનો પ્રમુખ પણ બિનસરકારી રાખવો–આવી સામાન્ય ભલામણો તે ઠરાવમાં હતી. સ્થાનિક સરકારોએ પરિસ્થિતિનો વિચાર કરી યોગ્ય ફેરફારો સાથે આ ભલામણો અમલમાં મૂકી છે.

આ પ્રમાણે મુંબઈ ઇલાકામાં તાલુકા અને જીલ્લા બોર્ડો છે; ગ્રામ્ય પંચાયતો નહોતી તે હવે સ્થાપવામાં આવી છે. ઘણુંખરું તાલુકાબોર્ડનો પ્રમુખ મામલતદાર અને જીલ્લાબોર્ડનો પ્રમુખ કલેકટર હોય છે. જીલ્લાબોર્ડના કાર્યો ઘણેભાગે શહેરની મ્યુનિસિપાલિટીને મળતાં છે અને તાલુકાબોર્ડ પોતાની સરહદમાં એજ કામો જીલ્લાબોર્ડની દેખરેખ હેઠળ કરે છે. તે માટે જોઇતા પૈસા માટે જમીન મહેસુલપર રૂપીએ એક આનો લોકલ ફંડનો લેવામાં આવે છે. વળી રસ્તાના તેમજ નાળાં તથા પૂલનાં નાકા ઉપર પણ નાકાવેરો લેવામાં આવે છે.

## પ્રકરણ–૫ મું

## ધારાસભા

### (૧) વડી ધારાસભા

વડી ધારાસભાના બે વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) કાઉન્સીલ ઑફ સ્ટેટ, અને (૨) લેજીસ્લેટીવ એસેમ્બલી. દરેક ખરડો આ બન્ને સભાએ પસાર કરેલો હોવો જોઇએ.

### કાઉન્સીલ ઑફ સ્ટેટનું બંધારણ

'કાઉન્સીલ ઑફ સ્ટેટ'માં ૬૦ સભાસદો હોય છે, જેમાંના ૩૩ ચૂંટાયલા છે. બાકીના ૨૭ વાઇસરૉય નિમે છે, જેમાંના વધુમાં વધુ ૨૦ સરકારી નોકરો હોઈ શકે. કાઉન્સીલનું કામકાજ ચલાવવાને વાઈસરૉય એક પ્રમુખની નિમણુક કરે છે. આ મંડળની મુદત પાંચ વર્ષની છે.

### લેજીસ્લેટીવ એસેમ્બલીનું બંધારણ

'લેજીસ્લેટીવ એસેમ્બલી' ૧૪૪ સભાસદોની બનેલી છે, જેમાંના ૧૦૩ પ્રજાના ચૂંટેલા છે. ૪૧ સરકાર નિમે છે, જેમાંના વધુમાં વધુ ૨૬ સરકારી અમલદાર હોઈ શકે. સભાસદોની કુલ સંખ્યામાં વધારો થઈ શકે છે; પરંતુ ધોરણ એ રાખવામાં આવ્યું છે કે કુલ સંખ્યાના ⅚ ચૂંટાયલા અને બાકીનામાંના ⅓ બિનઅધિકારી સભ્યો હોવા જોઇએ. સભાની મુદત ત્રણ વર્ષની છે. પહેલા ચાર વર્ષ માટે પ્રમુખની નિમણૂક વાઈસરૉયે કરી હતી. ત્યાર પછી એસેમ્બલી જ પોતામાંના એકને પ્રમુખ તરીકે ચૂંટે છે.

### કોમી પ્રતિનિધિત્વ

કોમી પ્રતિનિધિત્વનું ધોરણ પહેલવહેલું સને ૧૯૦૯ના મોર્લે-મિંટો સુધારાથી દાખલ થયું અને પ્રાંતિક તેમ જ વડી ધારાસભામાં મુસલમાનોને માટે ખાસ બેઠક રાખવામાં આવી. સને ૧૯૧૯ના કાયદાથી મુસલમાનો ઉપરાંત પંજાબમાં શિખો, મદ્રાસમાં હિન્દી ખ્રિસ્તીવર્ગ અને મુંબઇ, મદ્રાસ ને બંગાળામાં યૂરોપીઅનોને ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું. વળી આ જ સિદ્ધાંત પ્રમાણે મદ્રાસમાં બ્રાહ્મણેતર વર્ગ અને દખ્ખણમાં મરાઠાઓને માટે અમુક સંખ્યા અલાયદી રાખવામાં આવી છે. વધુમાં અંત્યજ અને પછાતવર્ગ, મજુરવર્ગ વગેરેના પ્રતિનિધિઓને સરકાર જ નિમે છે. આવી રીતનું કોમી પ્રતિનિધિત્વ દૂર થવાની જરૂર છે. કારણકે એને લીધે હિન્દુ, મુસલમાન, બ્રાહ્મણ, અબ્રાહ્મણ વગેરે કોમો વચ્ચે કડવાશ ઉભી થઈ છે.

**ધારાસભાની સત્તા**

ધારાસભાના કાર્ય-વિષયોના ત્રણ પ્રકાર છેઃ—(૧) ધારા ઘડવા, (૨) મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા કરવી, અને (૩) સવાલ પૂછી બાતમી મેળવવી.

**(૧) ખરડો પસાર કરવાની વિધિ**

કોઇ પણ ખરડાને ધારાસભાના બંને વિભાગોમાંથી પસાર કરવાની વિધિ બ્રિટિશ રાજસભામાં થતી વિધિને ઘણી રીતે મળતી છે. બંને વિભાગોમાંનો કોઇ પણ સભાસદ પોતાના વિભાગમાં ખરડો રજુ કરી શકે છે. બિન--અમલદાર સભાસદને પોતાનો ખરડો રજુ કરવાની ખબર આપવી પડે છે અને આ ખબર આપતી વખતે તે ખરડો અને તેના હેતુ વગેરે સરકારને મોકલવા પડે છે. પછી આ મુસદ્દો જાહેર જાણ માટે સરકારી ગેઝેટમાં છપાય છે. કેટલીક વખત આવી રીતે છપાયલા મુસદ્દાને પહેલી વારના વાંચનમાંથી પસાર થયેલા ગણવામાં આવે છે, નહિ તો છપાયા પછી અમુક મુદતે પ્રથમ વાંચન માટે રજુ થાય છે. તે વખતે તેનાં કારણો અને હેતુઓ પર ચર્ચા થઇ તેને વિચાર માટે હાથ ધરવો કે નહિ તે મત લઈ નક્કી થાય છે. ત્યારપછી ખરડો સીલેક્ટ કમિટિને સોંપવામાં આવે છે. સીલેક્ટ કમિટિ મુસદ્દાની દરેક કલમપર ચર્ચા કરી જે જે ફેરફાર કરવા યોગ્ય લાગે તે કરી કારણો સહિત પોતાનો રિપોર્ટ છપાવી ધારાસભાના દરેક સભાસદને પૂરો પાડે છે. ત્યારબાદ બીજા વાંચન માટે ધારાસભામાં તે ખરડો હાથમાં લેવામાં આવે છે. તે વખતે સભા તેની કલમે કલમની ચર્ચા કરે છે, અને મત લઇ સુધારાવધારા કરે છે. આ રીતે આખો મુસદ્દો બીજી વારના વાંચનમાંથી પસાર થાય છે. ત્યાર પછી તે ત્રીજી વારના વાંચન માટે રજુ થાય છે; તે વખતે દરેક કલમ ઉપર મત નથી લેવાતા પણ આખા બીલ ઉપરજ લેવાય છે, અને એ રીતે એક સભા એ ખરડાને ત્રીજી વારના વાંચનમાંથી પસાર કરી બીજી સભામાં મોકલી આપે છે. ત્યાં પણ તે આવીજ રીતે ત્રણવાર પસાર થાય છે.

જો બંને મંડળોમાંથી તે કાયદો એક સરખો પસાર થાય તો ગવર્નર-જનરલની મંજુરી માટે મોકલવામાં આવે છે. સરકારે રજુ કરેલો કોઈ ખરડો બંને મંડળ અથવા બેમાંથી એક મંડળ મંજુર કરવાની ના પાડે તો ગવર્નરજનરલ પોતાની સત્તાથી તેને કાયદા તરીકે પસાર કરી શકે છે.

(૨) મહત્ત્વના પ્રશ્નોપર ચર્ચા કરવાની સત્તા ધારાસભાને સને ૧૮૯૨થી આપવામાં આવી છે. આ સત્તા ત્રણ રીતે વપરાય છે. ૧. કોઈપણ મહત્ત્વના જાહેર હિતને લગતા વિષયની ચર્ચા માટે સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત કરવી, ૨. જાહેરહિતનાં કામો માટે ઠરાવ લાવવા, ૩. અંદાજપત્ર ઉપર ચર્ચા કરવી.

૧. સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત કયાંતો સરકાર પાસેથી વધુ ખુલાસો મેળવવા માટે અથવા તો તેના પર સભાના તિરસ્કારની લાગણી બતાવવા માટે લાવવામાં આવે છે અને તે પ્રમુખની રજાથી રજુ થાય છે. સભાનો અભિપ્રાય જાણી લઈ પ્રમુખ તે મુજબ પોતાનો નિર્ણય આપે છે. આવી દરખાસ્ત સભાની એક બેઠકમાં એક જ વખત લાવી શકાય; વળી એ અરસામાં જ બનેલા કોઈ બનાવને લગતી તે હોવી જોઈએ; અને કોઈ ચર્ચા ચાલુ બેઠકમાં થવાની હોય અથવા જે વિષે સભામાં ઠરાવ લાવી શકાય તે વિષે આવી દરખાસ્ત રજુ કરી શકાય નહિ.

૨. સભામાં રજુ થઈ પસાર થતા ઠરાવો માત્ર મતદર્શનરૂપે જ છે, અને તે કોઈ પણ રીતે બંધનકર્તા નથી. પરંતુ આ મતદર્શનની કિંમત સભાના પ્રતિનિધિત્વ પર આધાર રાખે છે. આવા ઠરાવ ગવર્નર-જનરલ અને તેની કારોબારી સભાને ભલામણ રૂપે જ લાવી શકાય અને તે ઠરાવ પરદેશીય સંબંધ, દેશી રાજાઓ અથવા કોર્ટમાં ચાલતા કામ વિષે હોવો જોઈએ નહિ. જાહેર હિતને નુકસાનકારક ગણી કોઈપણ ઠરાવની ગવર્નરજનરલ મના કરી શકે છે. ઠરાવ રજુ થઈને પસાર થયા પછી તેની નકલ ગવર્નરજનરલ ઉપર મોકલવામાં આવે છે.

ક. અંદાજપત્ર એ કાર્યવાહીએ ધારાસભા આગળ રજુ કરેલો જાહેર નાણુંનો હિસાબ છે. રાજ્ય ચલાવવાની સત્તા નાણુંસ્થિતિ પર આધાર રાખતી હોવાથી જાહેર નાણું પર પ્રજાના પ્રતિનિધિઓને સર્વે પ્રજાકીય દેશોમાં સંપૂર્ણ સત્તા છે. આ સત્તા ઉપરથી જ રાજવહીવટમાં પ્રજામતની કેટલી કિંમત છે તેની ગણુતરી થાય છે. હિન્દી ધારાસભામાં ખાસ બાબતો બાદ કરતાં અંદાજપત્રની બીજી બાબતો પર ધારાસભાની મંજુરી લેવાય છે. કોઇપણુ નવા કર નાખવા માટે ધારાસભાની મંજુરી આવશ્યક છે. પણુ જો કોઇ વખત બંને કે એક મંડળ ના પાડે અને વાઇસરૉયને એમ લાગે કે કરની જરૂર છે તો પોતે પોતાની સત્તાથી નવા કર નાખી શકે છે.

(૩) ધારાસભાનું ત્રીજું મહત્ત્વનું કાર્ય સવાલો પૂછી સરકારનાં કાર્યો અને ભૂલો પર જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવાનું છે. જે ખાતાને લગતો સવાલ હોય તે ખાતાના જ અમલદારને સવાલ પૂછી શકાય. પરદેશીય સંબંધ, દેશી રાજાઓ સાથેનો સંબંધ અને કોર્ટમાં ચાલતા મુકર્દમા વિષે સવાલો પૂછી શકાય નહિ.

## (૨) પ્રાંતિક ધારાસભા

### મોન્ટફર્ડ સુધારાથી થયલા ફેરફારો

હિન્દમાં જવાબદાર રાજતંત્રની શરૂઆત પ્રાંતોથી કરવાની હોવાથી સને ૧૯૧૯ના કાયદાથી પ્રાંતિક ધારાસભાના બંધારણમાં ઘણા મહત્ત્વના ફેરફારો થયા છે. (૧) ગવર્નર હવે ધારાસભાનો પ્રમુખ નથી. પહેલા ચાર વર્ષ માટે પ્રમુખની નિમણૂક ગવર્નરે કરી હતી અને ત્યાર પછી ધારાસભાના સભાસદો પોતામાંના જ એકને પ્રમુખ તરીકે ચૂંટી કાઢે છે. (૨) ધારાસભાના સભાસદોની સંખ્યા ઘણી વધારવામાં આવી છે. (૩) બિન-સરકારી ચૂંટાયલા સભાસદોની બહુમતિ દાખલ કરવામાં આવી છે. (૪) સીધી ચૂંટણીની રીત અખત્યાર કરવામાં આવી છે.

અને ચૂંટનારની સંખ્યા પણ વધારવામાં આવી છે. (૫) રાજવહીવટના બે વિભાગ કરી એકને કારોબારી સભાના, અને બીજાને પ્રધાનોના, અંકુશ હેઠળ મૂકવામાં આવ્યો છે.

## પ્રાંતિક ધારાસભાની રચના

જુદા જુદા પ્રાંતોની ધારાસભામાં હાલમાં સભાસદોની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૨૭ | પંજાબ | ૮૩ |
| મુંબઈ | ૧૧૧ | બિહાર અને ઓરિસા | ૧૦૩ |
| બંગાળા | ૧૪૦ | મધ્ય પ્રાંતો | ૭૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨૩ | આસામ | ૫૩ |

આમાંના વધુમાં વધુ ૨૦ ટકા સભાસદો સરકારી અમલદાર હોઇ શકે અને ઓછામાં ઓછા ૭૦ ટકા ચૂંટેલા હોવા જોઇએ.

## મુંબઈની ધારાસભાની રચના

કુલ ૧૧૧ સભાસદોમાંથી ૮૬ ચૂંટાયલા છે અને ૨૫ સરકાર નિમે છે. ચૂંટાયલા ૮૬માંથી ૪૬ સામાન્ય પ્રજાએ અને ૨૯ અમુક કોમો તરફથી સામાન્ય રીતે ચૂંટાયલા છે, જ્યારે ૧૧ અમુક ચોક્કસ રીતે ચૂંટી કાઢવામાં આવે છે. ૨૫ સરકારે નિમેલા સભાસદોમાંથી ૨૦ અમલદારો અને ૫ બિન–સરકારી સભ્યો હોય છે.

## મતદારમંડળ અને મતદારોની લાયકાત

મુંબઈની ધારાસભાના સભાસદની ચૂંટણીમાં મત આપનાર ૨૧ અથવા તેથી વધુ વર્ષનો, બ્રિટિશ રૈયત ગણાતો પુરુષ હોવો જોઇએ. જો તેણે ૬ મહિનાની કેદની સજા ભોગવી હોય તો પાંચ વર્ષ સુધી તે મત આપી શકે નહિ. પ્રાંતિક ધારાસભાની રજાથી સ્ત્રીઓ પણ મત આપી શકે. આ સામાન્ય લક્ષણો ઉપરાંત શહેરો માટે મત

આપનાર, જ્યાંથી તે મત આપતો હોય ત્યાં ઓછામાં ઓછા ૬ મહિનાથી રહેતો હોવો જોઇએ; અને મુંબાઈમાં રૂા. ૧૨૦). કરાંચીમાં રૂા. ૬૦) અને બીજે ઠેકાણે રૂા. ૩૬)નું વાર્ષિક ભાડું આવે એવા ઘરમાં રહેનાર અથવા એવા ઘરનો માલીક હોવો જોઇએ; અથવા આવકવેરો ભરતો હોવો જોઇએ. ગામડાં માટે મત આપનાર, જ્યાંથી તે મત આપતો હોય ત્યાં ૬ મહિનાથી રહેલો હોવો જોઇએ, રૂા. ૩૨)નું વાર્ષિક જમીન મહેસૂલ આપતો હોવો જોઇએ, અથવા મ્યુનિસિપલ હદમાં આવેલા વાર્ષિક રૂા. ૩૨)ના ભાડાના ઘરમાં રહેનાર અથવા તેનો માલીક હોવો જોઇએ.

## સભાસદોની લાયકાત

ધારાસભાના ઉમેદવારમાં તેના મતદારનાં લક્ષણો તો હોવાં જ જોઇએ; તે ઉપરાંત તે ૨૫ વર્ષ અથવા તે ઉપરનો હોવો જોઇએ અને સનદ છીનવી લીધેલો ધારાશાસ્ત્રી અથવા તો દેવાળીઓ હોવો ન જોઇએ.

## રાજવહીવટના વિષયોની વહેંચણી

**પ્રાંતિક વિષયોને** આગળ જણાવ્યા મુજબ બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છેઃ-અનામત અને સોંપાયલા. **અનામત વિષયો**માં જમીન મહેસૂલ, દુકાળશમન, ન્યાયખાતું, પોલિસ, કેદખાનાં, વગેરે આવી જાય છે અને તેમનો વહીવટ ગવર્નર અને તેની કારોબારી સભાના સભ્યો ચલાવે છે. આ વહીવટ માટે તેઓ ધારાસભાને નહિ પરંતુ બ્રિટિશ રાજસભાને જવાબદાર છે. **સોંપાયલા વિષયો**માં સ્થાનિક સ્વરાજ્ય, વૈદકીય ખાતું, સુખાકારી, બાંધકામ, કેળવણી, ખેતીવાડી, આબકારી ખાતું વગેરેનો સમાવેશ થાય છે અને તેમનો વહીવટ ધારાસભાને જવાબદાર પ્રધાનોના હાથમાં છે. આ પ્રમાણે પ્રાંતિક વહીવટમાં દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિ-ડાયર્કી દાખલ કરવામાં આવી છે.

અનામત અને સોંપાયલા વિષયો જોવાથી જણાશે કે પ્રજાની ઉન્નતિને લગતા અને નાણાંની ખાસ જરૂર પડે તેવા વિષયો પ્રધાનોને

સોંપવામાં આવ્યા છે. જ્યારે સત્તાવાળા અને મહેસૂલ એટલે નાણું લાવનારા વિષયો ધારાસભાના અંકુશમાંથી મુક્ત રાખવામાં આવ્યા છે.

## ધારાસભાની સત્તા

વડી ધારાસભા પેઠે પ્રાંતિક ધારાસભાના કામકાજના પણ ત્રણ વિભાગ પડી શકે. (૧) ધારા ઘડવા, (૨) ચર્ચા અને વિચારણા કરવી, અને (૩) સવાલો પૂછવા.

## (૧) ખરડો પસાર કરવાની વિધિ વગેરે

કોઈપણ ખરડો રજુ કરી તેને પસાર કરવાની વિધિ અહીં પણ લગભગ વડી ધારાસભા જેવી જ છે. ખરડો ત્રણ વાંચનમાંથી પસાર થાય છે. ત્યાર પછી ગવર્નરની મંજુરી માટે મોકલી આપવામાં આવે છે. જે પછી છેવટની મંજુરી માટે ગવર્નરજનરલ પાસે જાય છે. ગવર્નરને જો એમ લાગે કે અમુક ખરડાથી તેના પ્રાંતની સુલેહશાંતિને હાનિ થશે તો તે ખરડાને પડતો મૂકવાની ધારાસભાને ફરજ પાડી શકે છે. વળી કોઇપણ ખરડો પસાર કરવાની ધારાસભા ના પાડે તો ગવર્નર આપસત્તાથી તેનો કાયદા તરીકે અમલ કરી શકે.

## (૨) મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા

પ્રાંતિક ધારાસભામાં પણ વડી ધારાસભા પેઠે મહત્ત્વના વિષયોની ચર્ચા માટે સભા બરખાસ્ત કરવાની દરખાસ્ત લાવી શકાય છે અથવા તેને માટે ઠરાવ પસાર કરી શકાય છે. પરંતુ 'દ્વિરાજક કાર્યવાહી પદ્ધતિ' ને લીધે પ્રાંતિક અંદાજપત્ર ઘડવામાં અને તેને પસાર કરવાની વિધિમાં ઘણો ફેર છે. જે જે વિષયો જેના તાબામાં હોય તેની સાથે મસલત કરી ગવર્નર અમુક નિશ્ચયપર આવે છે, અને તે મુજબ આખી કાર્યવાહીનું એક જ અંદાજપત્ર રજુ થાય છે. કંઈપણ કચવાટ યા ગેરસમજુતી ન થાય તે માટે કાર્યવાહીના બંને વિભાગોની ભેગી સભા બોલાવવામાં આવે છે.

સૌથી પહેલાં અનામત વિષયો માટે જોઇતી રકમ નક્કી થાય છે. ત્યાર-પછી જે વધે તે સોંપાયલા વિષયો માટે વહેંચી આપવામાં આવે છે. જો પ્રધાનોને તે રકમ ઓછી લાગતી હોય તો તેઓ નવો કર નાખવાની દરખાસ્ત ધારાસભામાં મૂકી શકે છે. મતફેર પડવાને લીધે કારોબારી સભ્યો અને પ્રધાનો માંહોમાંહે ઉપજની વહેંચણી ન જ કરી શકે તો ગવર્નર લેખિત હુકમ આપી દરેક વિષય માટે ઉપજનો અમુક ભાગ આપવાનું નક્કી કરે છે. આ અંદાજપત્ર નક્કી થયા પછી તે ધારાસભામાં રજુ થાય છે. સાધારણ રીતે રકમની માગણી ખાતાવાર થાય છે.

ઓછી કરેલી રકમ સોંપાયલા વિષયને લગતી હોય તો પ્રધાનોની સૂચનાથી તે ફરીથી ધારાસભા આગળ મૂકવામાં આવે છે. પરંતુ આ તો માત્ર એક પ્રણાલિકા ખાતર જ છે; કારણ કે જો ધારાસભા મક્કમ રહે તો પ્રધાને તેટલી જ રકમમાં ચલાવવું પડે, અથવા તેમ ન બને તો રાજીનામું આપવું પડે. આવું જ કંઈ અનામત વિષયને માટે થાય તો ગવર્નર પોતાની સત્તાથી ધારાસભાની મરજી વિરુદ્ધ માગેલી રકમ મંજુર કરે છે. વળી જો ગવર્નરને એમ લાગે કે ધારાસભાએ નહિ સ્વીકારેલી કોઈ પણ માગણીની રકમ પ્રાંતની સુલેહશાંતિ માટે જરૂરની છે તો તે પોતાની સત્તાથી માગેલી રકમ આપે છે.

(૩) વડી ધારાસભા પેઠે અહીં પણ સભાસદોને સવાલો અને તેની પુષ્ટિમાં વધુ સવાલો પૂછવાનો હક્ક છે અને તે માટેના નિયમો પણ સરખા જ છે.

# પ્રકરણ-છઠ્ઠું

## ન્યાય ખાતું

### ન્યાયપદ્ધતિ, ફોજદારી અને દિવાની

ન્યાયાસન આગળ જે બાબતો નિર્ણય માટે આવે છે તેમના બે વિભાગો પડી જાય છે. આખા સમાજને હાનિકર્તા કાંઈ પણ કાર્ય થયું હોય તો તે ગુનો કહેવાય છે અને તેની દાદ મેળવી શિક્ષા કરાવવા માટે જે ફરિયાદ કરવામાં આવે છે તે પહેલો વિભાગ બને છે. હક્કની તકરારનો નિવેડો આણવો હોય અથવા તો અંગત વેર વાળવા નુકસાન કર્યું હોય, આબરૂ લીધી હોય તેની નુકસાની મેળવવા જે દાવા માંડવામાં આવે તે વગેરેનો બીજો વિભાગ બને છે. પહેલા વિભાગની ફરિયાદો ફોજદારી કહેવાય છે અને તેમનો નિર્ણય ફોજદારી કાયદા અને વિધિ પ્રમાણે થાય છે. બીજા વિભાગની ફરિયાદો દિવાની કહેવાય છે અને ચુકાદો દિવાની કાયદા અને વિધિ પ્રમાણે અપાય છે.

### પ્રાંતની ફોજદારી કોર્ટો

ઘણાખરા પ્રાંતોમાં ફોજદારી કોર્ટોના ૭ વર્ગ પાડવામાં આવ્યા છે.

(૧) હાઈકોર્ટ–જેમાં ઈલાકાના મુખ્ય શહેરના મૂળ કામો અને નીચલી કોર્ટોમાંથી અપીલ આવે છે (૨) સેશન્સ કોર્ટ (૩) ડીસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટની કોર્ટો (૪) પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટોની અને કેટલાંક શહેરોમાં સીટી મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૫) બીજા વર્ગના મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૬) ત્રીજા વર્ગના મૅજિસ્ટ્રેટોની કોર્ટો (૭) પહેલા, બીજા અને ત્રીજા વર્ગના માનદ મૅજિસ્ટ્રેટોની કોર્ટો.

### તેમની સત્તા અને બંધારણ

દરેક જીલ્લામાં એક સેશન્સ કોર્ટ હોય છે અને તેના જજને સેશન્સ જજ કહે છે. ફાંસીની સજા સિવાય બીજી કોઈપણ શિક્ષા આ

કોર્ટ કરી શકે છે. પ્રેસિડન્સી અને પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટો ૨ વર્ષની કેદ અને રૂ. ૧૦૦૦) સુધીનો દંડ કરી શકે છે.

સેશન્સ અને હાઇકોર્ટના સઘળા ફોજદારી કેસોની સુનાવણી **જ્યુરી અને એસેસરો** રૂબરૂ થાય છે. સામાન્ય રીતે, જ્યુરીના મત પ્રમાણે વર્તવાને જજ બંધાયલો છે, જ્યારે એસેસરોના અભિપ્રાય મુજબ વર્તવાને તે બંધાયલો નથી. પાંચથી નવ સભ્યોની જ્યુરી બને છે. જો જ્યુરીનો મત સાવ ખોટો લાગે તો સેશન્સ જજ સદરહુ કેસ ચુકાદા માટે હાઇકોર્ટ સમક્ષ રજુ કરે છે. મોટાં શહેરોમાં અકસ્માતથી મરણ થાય તે સંબંધી તપાસ કરવા 'કોરોનરની કોર્ટ' હોય છે, જ્યારે નાનાં શહેરોમાં આ કામ મૅજિસ્ટ્રેટના હુકમથી પોલીસ જ કરી લે છે.

## પ્રાંતની દિવાની કોર્ટો

દિવાની કોર્ટોના પાંચ વિભાગ પાડી શકાય છે. (૧) હાઈ કોર્ટ ૨) જીલ્લા કોર્ટો (૩) સ્મૉલ કૉઝીઝ કોર્ટ (૪) પહેલા વર્ગના સબૉર્ડિનેટ જજોની કોર્ટો (૫) બીજા વર્ગના સબૉર્ડિનેટ જજોની કોર્ટો.

## તેમનું કાર્ય

ઈલાકાના મુખ્ય શહેરોમાં રૂ. ૨૦૦૦) સુધીના અને બીજાં શહેરોમાં તેથી ઓછી રકમના દાવાઓ ચૂકવવાને સ્મૉલ કૉઝીઝ કોર્ટ રાખવામાં આવી છે. મોટા દાવાઓ હાઇકોર્ટમાં થઈ શકે છે.

## હાઇકોર્ટ અને પ્રિવિકાઉન્સીલ

નીચલી કોર્ટના નિર્ણયથી અસંતોષ થાય તો હાઇકોર્ટને અપીલ કરવામાં આવે છે. હાઇકોર્ટના ફેંસલા વિરૂદ્ધ વિલાયતમાં પ્રિવિકાઉન્સીલને અપીલ થઈ શકે છે.

## યૂરોપીઅનોનો ન્યાય

દિવાની કામોમાં યૂરોપીઅનોને કોઈ પણ પ્રકારના ખાસ હક્ક આપવામાં આવ્યા નથી. પરંતુ ફોજદારી કામોમાં યૂરોપીઅનોને યૂરોપીઅન અથવા અમેરીકન જ્યુરી વગેરે ખાસ હક્ક આપવામાં આવ્યા છે.

# પ્રકરણ–૭ મું

## જાહેર સહીસલામતી

દરેક દેશને બહારનો તેમજ અંદરનો એમ બે જાતનો ભય હોય છે. બહારનો ભય પરદેશી શત્રુની ચઢાઇનો અને અંદરનો ભય ચોર, લૂટારા, સ્થાનિક હુલ્લડ તથા બળવા વગેરેનો છે. આ ભયમાંથી પ્રજાજનોનું રક્ષણ કરવા લશ્કર અને પોલીસની યોજના થઈ છે.

### હિન્દી લશ્કર

હિન્દુસ્તાનના લશ્કરના બે મુખ્ય વિભાગ પડે છેઃ-(૧) જાથુકનું નિયમિત લશ્કર, અને (૨) અણી પ્રસંગે ઉભું કરવામાં આવતું વધારાનું લશ્કર.

### (૧) જાથુકનું નિયમિત લશ્કર

હાલમાં હિન્દી લશ્કરના ચાર વિભાગ–ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ–દિશાવાર કરવામાં આવ્યા છે. તેમનો ઉપરી વડો સેનાધિપતિ છે અને તે વાઇસરૉયની કારોબારી સભાનો સભ્ય હોઈ લશ્કરની આંતરિક વ્યવસ્થા માટે જવાબદાર છે.

મહાન વિગ્રહની આખરે આ લશ્કર ૨૭૫૦૦૦ સિપાઇઓનું બનેલું હતું અને તેમાંના ૨૩૨૦૦૦ બ્રિટિશ હતા. બ્રિટિશ ટુકડીઓ ગ્રેટબ્રીટન અને આયર્લેંડના સિપાઇઓની બનેલી છે. જ્યારે હિન્દી ટુકડીઓમાં મુખ્યત્વે કરી શિખ, ગુરખા, રજપૂત, મરાઠા વગેરે લડાયક જાતિઓના માણસો છે.

### (૨) વધારાનું લશ્કર

વધારાનું અનિયમિત લશ્કર નીચેના પેટા વિભાગનું બનેલું છે–વૉલંટીઅરો; ઇમ્પીરીઅલ સર્વિસ ટ્રુપ્સ; ઇમ્પીરીઅલ કેડેટ કોર; સરહદનું લશ્કર; મીલીટરી પોલીસ; અને હિન્દનું મુલ્કી લશ્કર (ટેરિટોરિઅલ ફોર્સ.)

### હિન્દી પ્રજા અને હિન્દી લશ્કર

પહેલાં તો હિન્દીઓમાંથી ફક્ત લડાયક જાતોના જ માણસો લઈ તેમનું લશ્કર બનાવાતું; બીજા હિન્દીઓને સ્વદેશનું રક્ષણ કરવાથી બાતલ કરવામાં આવ્યા હતા, એટલું જ નહિ પણ તેમને સંપૂર્ણ રીતે શસ્ત્રરહીત અને નિર્માલ્ય બનાવવાના વ્યવસ્થિત પ્રયત્નો થયા હતા. આ સામે હિન્દી પ્રજાના પોકારથી થોડો વખત થયા એ બાબતમાં સરકારે પોતાની નીતિ સુધારવાનું યોગ્ય ધાર્યું છે. હિન્દી જુવાનોને લશ્કરી તાલીમ આપવા માટે દહેરાદૂનમાં એક લશ્કરી વિદ્યાલય ખોલવામાં આવ્યું છે. અહીં, ઈંગ્લંડની સેંડહર્સ્ટની શાહી લશ્કરી કૉલેજમાં દાખલ થવા પૂરતી તૈયારી કરાવવામાં આવે છે; અને તે કૉલેજની પરીક્ષામાં પસાર થનારને હિન્દી લશ્કરમાં ઉંચી પદવી આપવામાં આવે છે. આમ છતાં દેશી લશ્કરમાં પણ ઉપરી અમલદારો ઘણુંખરૂં યૂરોપીઅન હોય છે. હાલમાં વડા સેનાધિપતિએ જણાવ્યું છે કે આઠ ટુકડીઓમાં ૨૩ વર્ષને અંતે બધા અમલદારો દેશી કરી દેવામાં આવશે. આ રીતે હિન્દનું બધું લશ્કર હિન્દીઓનું ક્યારે બનશે? વળી હિન્દી લશ્કરનું ખર્ચ ઈ. સ. ૧૯૦૪–૫માં ત્રીસ કરોડ હતું તે વધીને ૧૯૨૨–૨૩માં સડસેઠ કરોડ થયા. હિન્દને એવા મોટા લશ્કરની જરૂર નથી એમ પ્રજાના નેતાઓ માને છે અને ખર્ચ ઓછું કરાવવા તેઓ બનતો પ્રયાસ કરે છે.

### હિન્દની પોલીસ

પોલીસ ફોર્સના મુખ્ય પાંચ વિભાગ પડે છે:—શહેર અને ગામડાંની પોલીસ; રીઝર્વ ફોર્સ; મીલીટરી પોલીસ; રેલવે પોલીસ અને છુપી પોલીસ.

**શહેર અને ગામડાંની પોલીસ** પોતાના શહેર અથવા ગામડામાં ગુનેગારોને પકડી તેમને સજા કરાવી વ્યવસ્થા જાળવે છે. **રીઝર્વફોર્સ** એ દરેક જીલ્લામાં અમુક સ્થળે, હુલ્લડ જેવા અણીના પ્રસંગે ખપ લાગે છે. **મીલીટરી પોલીસ** વાયવ્યસરહદના પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશમાં કામ કરે છે. **રેલવે પોલીસ** રેલવેની માલમત્તા

સંભાળે છે અને રેલવે લાઈન અથવા સ્ટેશનની સરહદમાં થતા ગુનાઓની તપાસ રાખે છે. છુપી પોલીસખાતું ખાસ કરી રાજદ્વારી લોકો વિષે માહિતી મેળવવામાં, રાજદ્રોહનાં કાર્યો પકડવામાં અને ગંભીર ગુનાઓની તપાસમાં હંમેશ પરોવાયલું રહે છે.

જીલ્લા પોલીસનો ઉપરી ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડન્ટ ઑફ પોલીસ કહેવાય છે અને તેના પર જીલ્લાનો કલેક્ટર સામાન્ય દેખરેખ રાખે છે. સુપ્રીન્ટેન્ડન્ટના હાથ નીચે ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, ઇન્સ્પેક્ટર, સબ-ઈન્સ્પેક્ટર (ફોજદાર) વગેરે અમલદારો હોય છે.

**જેલ**

દરેક જીલ્લાને મથકે એકેકી જેલ હોય છે. તે સિવાય પ્રાંતમાં યોગ્ય સ્થળોએ સેન્ટ્રલ જેલ પણ હોય છે. આખા પ્રાંતની બધી જેલોનો ઉપરી ઈન્સ્પેક્ટર જનરલ હોય છે. દરેક જેલનો ઉપરી જેલર કહેવાય છે. જેલમાં ઘણી જાતના ઉદ્યોગો હોય છે, અને એ ઉદ્યોગોમાંથી સરકારને સારૂં ઉત્પન્ન મળે છે.

## પ્રકરણ–૮ મું

## નાણાંખાતું અને જમીનમહેસૂલ

સને ૧૯૧૯ના કાયદાથી વડી અને પ્રાંતિક સરકારનાં ઉપજનાં સાધનો અને ખર્ચના વિષયો નીચે મુજબ નક્કી કરવામાં આવ્યાં:—

**ઉપજનાં સાધનો**

| વડી સરકાર | પ્રાંતિક સરકાર |
|---|---|
| ખંડણી | જમીન મહેસૂલ |
| અફીણ; મીઠું | આબકારી |
| રેલવે; ટપાલ; તાર | સ્ટેમ્પ |
| જકાત; આવકવેરો | રજીસ્ટ્રેશન |
| લહેણાનું વ્યાજ વગેરે | જંગલ વગેરે |

ખર્ચના વિષયો

| વડી સરકાર | પ્રાંતિક સરકાર |
| --- | --- |
| ઉપજ એકઠી કરવાનો ખર્ચ | આબકારી |
| દેવાનું વ્યાજ | પોલીસ; જેલ |
| ટપાલ, તાર અને રેલવે | કેળવણી |
| વડી સરકારનો ખર્ચ | નહેર, જાહેર બાંધકામ |
| લશ્કરનો ખર્ચ વગેરે | દુકાળશમન વગેરે |

## જમીન મહેસૂલ

હિન્દની વસતીના ૮૫ ટકા ખેતી અને તેને લગતા ઉદ્યોગો ઉપર જીવન ગુજારે છે. આ ખેતીપ્રધાન દેશમાં જૂના જમાનામાં ઉત્પન્નનો અમુક ભાગ રાજાનો ગણાતો અને તે પાકમાં જ લેવાતો. મુગલાઈના વખતમાં ટોડરમલે પાકને બદલે પૈસામાં તે ભાગ લેવાનું ઠરાવ્યું. પાકની જાત નક્કી કરવામાં આવી, અને અમુક વર્ષના પાકની સરાસરી લઈને તે મુજબ મહેસૂલ નક્કી કરવામાં આવી. મુગલાઈના અંતમાં મોટા મોટા ઇજારદારો જમીન મહેસૂલ ઉઘરાવતા અને તેમાંનો નક્કી કરેલો ભાગ સરકારમાં ભરતા. કંપનીં સરકારે બંગાળામાં આ રીત ચાલુ રાખી અને જમીનદારોએ વાર્ષિક અમુક રકમ સરકારને આપવી એવું લૉર્ડ કૉર્નવૉલીસે સને ૧૭૯૩માં હંમેશ માટે નક્કી કર્યું. બંગાળામાં આ રીતે કાયમી જમાબંધી ચાલુ થઈ.

ત્યાર પછી બીજા મુલકમાં સંજોગોને અનુસરી જુદી જુદી પદ્ધતિ દાખલ થઇ. જમીનદારી અને રૈયતવારી એવી બે મુખ્ય પદ્ધતિઓ છે. જમીનદારીમાં એક જમીનદાર મોટી જમીનવાળો ખેડૂત છે, જે જમીન તે બીજા ખેડૂતો પાસે ખેડાવે છે. રૈયતવારીમાં દરેક ખેડૂત છે, જે જમીન તે ખેડે છે અને મહેસૂલ માટે સરકારને જવાબદાર છે.

મહેસૂલ ઉઘરાવવાનું કામ ગામના તલાટીને સોંપવામાં આવ્યું છે. જ્યારે સરકારના ધારવા પ્રમાણે ચાર આનીથી ઓછો પાક થાય ત્યારે મહેસૂલ મુલતવી રખાય છે અને છ આની થયો હોય તો અર્ધું મહેસૂલ મુલતવી રખાય છે. મુલતવી રહેલું મહેસૂલ સારા વર્ષોમાં વસુલ કરાય છે.

# પ્રકરણ-૯ મું

## પ્રજાની ઉન્નતિ કરનારાં ખાતાંઓ

રાજ્યની સુવ્યવસ્થા અને પ્રજાની ઉન્નતિ એ બે રાજવહીવટના વિશિષ્ટ ગુણો છે. આમાંનાં વ્યવસ્થા જાળવવાને યોજાએલાં સાધનો આપણે જોઇ ગયા. હવે ઉન્નતિકારક સાધનો જોઇશું. આ સાધનોમાં મુખ્યત્વે કરી કેળવણીનો પ્રચાર, વ્યવસ્થિત દુકાળશમન, જાહેર સુખાકારી અને જાહેર બાંધકામોનો સમાવેશ થાય છે.

### કેળવણી

#### (૧) પ્રાથમિક

પ્રાથમિક શિક્ષણ એ આમવર્ગને કેળવવા માટે છે. આ શિક્ષણને ફરજીઆત તેમ જ મફત કરવાના પ્રયત્નો થાય છે. તદનુસાર ફરજીઆત પ્રાથમિક કેળવણીના કાયદા પણ પસાર થાય છે. પ્રાથમિક શાળાઓ મ્યુનિસિપાલિટી અથવા લોકલ બોર્ડને હસ્તક ચાલે છે અને તેમાં વાંચન, લેખન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ વગેરે સામાન્ય વિષયો શીખવાય છે.

#### (૨) માધ્યમિક

માધ્યમિક શાળાઓમાં મેટ્રિક પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. આ શાળાઓ સરકારી તેમ જ ખાનગી હોય છે અને તેમાં વિદ્યાર્થીઓને ભિન્ન ભિન્ન વિષયોનું સામાન્ય જ્ઞાન મળે છે.

(૩) ઉચ્ચ

મેટ્રિક પછી વધુ અભ્યાસ માટે કૉલેજ હોય છે. કૉલેજો સરકારી તેમ જ ખાનગી હોય છે અને તે સઘળી અમુક યુનિવર્સિટી સાથે સંબંધ રાખે છે. કૉલેજનો અભ્યાસક્રમ ચારથી છ વર્ષ સુધી પહોંચે છે. તેમાં ગણિત, સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ અર્થશાસ્ત્ર, વગેરે શીખવાય છે.

આગળ જણાવી ગયા તે મુજબ કેળવણી પ્રાંતિક વિષય હોઇ તેનો વહીવટ પ્રધાન કરે છે. કેળવણી ખાતાનો ઉપરી 'ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન' કહેવાય છે અને તેના હાથ નીચે ઇન્સ્પેક્ટરો, ડેપ્યુટીઓ, વગેરે હોય છે.

**વ્યવસ્થિત દુકાળશમન**—૮૫ ટકા જેટલા હિન્દીઓ એકલી ખેતી ઉપર જીવે છે અને ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી હિન્દુસ્તાનમાં દુકાળનો સંભવ ઝાઝો છે. વળી સામાન્ય ગરીબાઇ અને રોગને લીધે હિન્દના દુકાળો વધુ નાશકારક હોય છે. પરિણામે દુકાળશમનનું કામ હિન્દી સરકારની ખાસ જરૂર થઈ પડી છે. દર સાલ દોઢ કરોડ રૂપીઆ દુકાળશમનફંડ ખાતે કાઢવામાં આવે છે.

દુકાળશમનના ઉપાયો

(૧) વરસાદ ન પડે તો નહેરના પાણીથી પાક થઇ શકે એ હેતુથી નહેરો ખોદાવાય છે.

(૨) ખેડુતોની 'સાહુકારી પેઢીઓ' કાઢવામાં આવે છે જેમાંથી તેમને વખતો વખત મદદ મળી શકે છે.

(૩) દુકાળવાળાં પ્રદેશમાં તળાવો ખોદવાનું, રસ્તાઓ બાંધવાનું, રેલવે બાંધવાનું, વગેરે કામ કરાવાય છે અને મજુરી પેટે ખાવાનું ખરીદાય એટલા પૈસા આપવામાં આવે છે.

(૪) ખેડૂતોને ખેતી કરવા શક્તિમાન થવા માટે તગાવી તરીકે પૈસા આપવામાં આવે છે; આ રકમ ઠરાવેલે હપ્તે સરકારને પાછી ભરવાની હોય છે.

## જાહેર સુખાકારી

સુખાકારી ખાતાના બે વિભાગો પડે છેઃ-(૧) રોગને અટકાવવા પ્રયત્ન કરે છે તે આરોગ્ય વિભાગ કહેવાય છે. (૨) રોગ મટાડવાને પ્રયત્ન કરે છે તે વૈદ્યકીય વિભાગ કહેવાય છે.

## આરોગ્યખાતું

લોકોની દરિદ્રતા અને સામાન્ય અજ્ઞાન, શહેરોની ખીચોખીચ વસતી, ગટરોની અવ્યવસ્થા અને પોતાની અને પોતાના કુટુંબની તંદુરસ્તી સાચવવા તરફ આમવર્ગની દુઃખદાયક બેદરકારી-આ સર્વ તરફ નજર કરતાં હિન્દુસ્તાનમાં આરોગ્યનો વિષય પશ્ચિમના દેશો કરતાં વધુ મહત્ત્વનો ગણાવો જોઇએ. ગટરોમાં ગંધાતાં પાણી ભરાઇ રહે, બાજરૂની ગંદકી વધે, શેરીને નાકે કચરાના ઢગલા વધતા જાય, ટાંકી અથવા કુવાની આજુબાજુ ગંદકી થાય. દારૂનો પ્રચાર વધતો જાય, બજારમાં કોહી ગયલી વસ્તુઓ વેચાય અને તે ખાવામાં વપરાય-આ સૌ પ્રજાને રોગી બનાવનારાં કારણો છે. આ બધું દૂર કરવાને સરકાર તરફથી **આરોગ્ય ખાતું** ખોલવામાં આવ્યું છે. એ ખાતાનો ઉપરી હિન્દી સરકારનો સેનીટરી કમિશ્નર કહેવાય છે. એના હાથ નીચે દરેક પ્રાંતનાં સેનીટરી ખાતાંઓ એક સેનીટરી બોર્ડના અંકુશ હેઠળ હોય છે. શહેરની આરોગ્યના વિષે મ્યુનિસિપાલિટીએ ધ્યાન રાખવાનું હોવાથી તેના તરફથી એક ખાસ 'હેલ્થ ઑફીસર'ની નિમણૂક થાય છે.

## વૈદ્યકીય ખાતું

**વૈદ્યકીય ખાતાનો** ઉદ્દેશ-રોગ મટાડવા માટે સરકારે આ ખાતું ખોલ્યું છે. આ ખાતાની દેખરેખ હેઠળ સરકારી ઇસ્પતાલો, દવાખાનાંઓ ઉઘાડવામાં આવ્યા છે. સ્ત્રીઓ માટે સ્ત્રી-ડાક્ટરોની દેખરેખ હેઠળ ઔરતોની ઇસ્પિતાલ પણ હોય છે. સરકારે કેટલાંક ફરતાં દવાખાનાં પણ રાખ્યાં છે જે ગામે ગામ ફરી લોકોને દવા આપે છે.

# પ્રકરણ-૧૦ મું

## દેશી રાજ્યો

હિન્દુસ્તાનની તેત્રીશ કરોડની વસતીમાંથી સાત કરોડ દેશી રાજ્યોના રહીશ છે.

### દેશી રાજ્યોનું વર્ગીકરણ

નાનાં મોટાં મળી લગભગ સાતસો દેશી રાજ્યો છે. તેમને ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. (૧) જેઓ વાઇસરૉયની સાથે સીધો વ્યવહાર ચલાવે છે; જેવાં કે વડોદરા, નિઝામ, મ્હેસૂર, કાશ્મીર અને નેપાળ. (૨) જેમાંનાં થોડાં થોડાં એકઠાં કરી તેમની એજન્સી બનાવી દરેક એજન્સી માટે એક એજન્ટ-ટુ-ધી ગવર્નર જનરલ નિમી તેની મારફતે હિન્દી સરકાર સાથે વ્યવહાર ચાલે છે. આવી એજન્સીઓઃ- (અ) મધ્યહિન્દ એજન્સીમાં ગ્વાલીઅર, ઈંદોર, ભોપાળ વગેરે (બ) રજપૂતાના એજન્સીમાં ઉદેપુર, જયપુર, જોધપુર, બીકાનેર વગેરે (ક) બલુચીસ્તાન એજન્સીમાં ખેલાત અને લાસબેલા. (૩) જેઓ પ્રાંતિક સરકારના તાબામાં છે અને વાઇસરૉયની સાથે સીધો સંબંધ ધરાવતાં નથી; આમાં મુંબઈના ગવર્નરના તાબામાં કોલ્હાપુર, કચ્છ વગેરે; મદ્રાસ ગવર્નરના તાબામાં કુચબિહાર, સીક્કીમ વગેરે છે.

### દેશી રાજાઓનો બ્રિટિશ સરકાર સાથેનો સંબંધ

દેશી રાજ્યો આંતરિક વહીવટ માટે મોટે ભાગે સ્વતંત્ર છે. પોતાની પ્રજા માટે તેઓ કાયદા રચી શકે છે, તેમ જ ખર્ચ માટે કર નાંખી શકે છે. પરંતુ (૧) કોઈ પણ દેશી રાજ્ય બ્રિટિશ સરકારની સંમતિ વિના પરરાજ્ય સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખી શકે નહિ. (૨) દેશી રાજ્યો માંહોમાંહે પણ સીધો વ્યવહાર રાખી શકે નહિ. તેમણે બ્રિટિશ અમલદાર મારફત નિયમાનુસાર વ્યવહાર રાખવો જોઇએ. (૩) જો કોઈ

દેશી રાજ્યમાં અન્યાય અને અત્યાચાર એટલો વધી પડયો હોય કે તેથી અરાજકતા અથવા બળવાનો ભય રહે તો બ્રિટિશ સરકાર આંતરિક વહીવટમાં પણ વચ્ચે પડી શકે છે અને જરૂર પડે તો તે રાજ્યનો વહીવટ પણ થોડા વખત માટે પોતાના હાથમાં લઈ શકે છે. આ બાબતમાં ઇંદોર નરેશનો દાખલો તાજો જ છે. (૪) બ્રિટિશ સરકાર ઉપર આફત હોય ત્યારે દેશી રાજાઓએ તેમના લશ્કરની મદદ આપવી પડે છે.

**નરેંદ્રમંડળ**–સને ૧૯૧૯ના કાયદાથી એક નરેંદ્રમંડળ યોજવામાં આવ્યું છે. અગિયાર અને તેથી વધુ તોપોનું માન ધરાવતા સર્વે દેશી રાજાઓને તેમાં બેસવાનો હક છે. દેશી રાજ્યો વિચારની પરસ્પર આપ લે કરે, સૌના હિતના વિષયમાં એકત્રિતપણે વિચાર કરે એવો આ મંડળ રચવાનો હેતુ છે. વાઇસરૉય પોતે આ મંડળનો પ્રમુખ છે. આ મંડળનું બંધારણ હજુ કાયમી થયું નથી. તેથી હાલમાં તો તે એક સુવ્યવસ્થિત સભા કરતાં ખાનગી સલાહકાર મંડળીને વધારે મળતું છે.

---

# પરિશિષ્ટ

## વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા

## ઉત્તર વિભાગ

### ૧૯૨૯

### ઈતિહાસ

૧ નીચેના પૈકી કોઈપણ પાંચ વિષે ટુંકી હકીકત લખોઃ—
રામાનુજ, ચંદ્રગુપ્ત, અહલ્યાબાઈ, ટિપુ, મીરકાસીમ, બંગાળાની દ્વિરાજક પદ્ધતિ, પ્રજાસંઘ, પહેલો મરાઠા વિગ્રહ, નાનક.

૨ "નાના ફડનવીસ સાથે મરાઠી રાજ્યનું ડહાપણ ગયું" આ કથન કેટલે અંશે સત્ય છે તે સિદ્ધ કરો.

૩ લૉર્ડ હેસ્ટિંગ્સ, લૉર્ડ ડલહાઉસી અને લૉર્ડ વેલેસ્લી એમાંથી તમો કોને વધારે સમર્થ ગણો છો ? અને શા માટે! તેની કારકિર્દીનું વર્ણન કરો.

૪ અકબરની રાજનીતિનું વર્ણન કરો. બ્રિટિશ રાજનીતિમાં તે જ્યાં જોવામાં આવતી હોય તે બતાવો.

૫ ઈસ્ટ ઈંડિયા કંપનીને જુદી જુદી વખતે જે સનદો મળી તે જણાવો. તેમાં દર વખતે શા શા ફેરફાર કરવામાં આવ્યા હતા!

### ૧૯૩૦

### ઈતિહાસ

૧ મરાઠા રાજ્યના ઉદય અને પડતીનાં કારણો આપો.

૨ નીચેના પૈકી કોઈ પણ પાંચ વિષે ટુંકી હકીકત લખોઃ—
બીજો મ્હૈસૂર વિગ્રહ, ગૌતમ બુદ્ધ, આર્થર વેલેસ્લી, કબીર, મહારાણી વિકટોરીઆનો ઢંઢેરો, પ્લાસીનું યુદ્ધ અને પ્રાંતિક ધારાસભા.

૩ અકબર અને ઔરંગઝેબની રાજનીતિની સરખામણી ને મુકાબલો કરો અને મોગલ રાજ્યની પડતીનાં કારણો સમજાવો.

૪ લૉર્ડ ડલહાઉસીની કારકિર્દીનું વર્ણન આપો અને તેમના વખતમાં હિન્દુસ્તાનમાં બ્રિટિશ મુલકનો વિસ્તાર નકશો દોરી દર્શાવો.

૫ મુંબાઈ ઈલાકો જુદે જુદે વખતે કયા કયા મુલકો બ્રિટિશ રાજ્યમાં જોડાવાથી બન્યો તેનું દિગ્દર્શન કરો.

